# ત્રિવેદિવાચનમાળા—

## પુસ્તક ત્રીજું

લેખકો

**રાવ બહાદુર કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી,**

બી. એ.,

વાનપ્રસ્થ પ્રિન્સિપાલ, પ્રે. રા. ટ્રેનિંગ કૉલેજ—**અમદાવાદ**

અને

**અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી,**

એમ. એ., એલ એલ્., બી.,

નૈતિક ને માનસિક તત્ત્વજ્ઞાનના અને ગુજરાતીના પ્રોફેસર,

વડોદરા કૉલેજ—**વડોદરા**

પ્રકાશક

**એમ. સિ. કોઠારી,**

કાપડી પોળ, રાવપુરા—**વડોદરા**

પ્રથમ આવૃત્તિઃ ૧૯૨૨

આ પુસ્તકમાં બાળબોધ (નાગરી) લિપિનું જ્ઞાન આપવામાં આવ્યું છે. ૨૩મા પાઠ પછી એ લિપિ ને તેને મળતી ગુજરાતી લિપિ આપી છે. અઘરા જોડાક્ષરો પણ બાળબોધ લિપિમાં કેવી રીતે લખાય છે તે દર્શાવ્યું છે.

આ પુસ્તકમાં પાઠ ૨૪માથી તમામ કવિતાના પાઠો નાગરી લિપિમાં આપ્યા છે.

શિક્ષકે વખતે વખતે એ લિપિમાં 'શ્રુતલેખન'નો વિષય લેવો.

પાઠોની સમજુતી પુસ્તકને અન્તે આપી છે

સુરત } **કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી,**
ફેબ્રુઆરિ, ૧૯૨૨ } **અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી**

# અનુક્રમણિકા

## પાઠ ૧લો

### શેરને માથે સવા શેર

એક દિવસ એક ગામના સીમાડામાં કુવા પાસે પાંચછ છોકરા રમત રમતા હતા. તેમનાં માબાપ પૈસાદાર હોવાથી તેમનાં ગળાંમાં ને હાથે સોનાનાં ઘરેણાં હતાં. એવામાં ત્યાં એક ચોર આવી ચઢયો. તેને જોઈને છોકરાઓ બીધા. પણ તેમનામાં એક ઘણો કાંતિમાન્ ને ચતુર હતો. તેણે હિંમત પકડી. કુવા પાસે જઈ તે છાતીફાટ રોવા લાગ્યો.

ચોરે પૂછ્યું, અલ્યા, તું શા માટે રોય છે ?

તેણે ગળગળતે સાદે કહ્યું, ભાઈ! તમે ભલે અહિં આવી ચઢયા. આ છોકરાએ મારો કીમતી હાર કુવામાં નાખી દીધો છે. હું ઘેર જઈશ ત્યારે મારાં માબાપને શો જવાબ દઈશ, તેની ફીકરથી મને રોવું આવે છે. મહેરબાની કરી તમે મને તે કાઢી આપશો તો મારા પિતાજી પાસે હું તમને સારૂં ઇનામ અપાવીશ.

તે છોકરાની કાંતિ ને બોલવાની રીત પરથી ચોરને તેના કહેવા પર વિશ્વાસ બેઠો. તેણે વિચાર્યું કે છોકરો ખાનદાન જણાય છે. હાર ઘણો કીમતી હોવો જોઈએ. એમ લોભે લપટાઈ તે છોકરાની યુક્તિથી ફસાઈ કુવા પાસે પોતાનાં લુગડાં ઉતારી, લંગોટી મારી,

કુવામાં ઊતરવા તે તૈયાર થયો. તેણે ઊતરવા માંડ્યું એટલે પેલા ચતુર છોકરાએ આંખની ઇસારતથી બીજા છોકરાઓને નસાડી મૂકયા. પછી પોતે ચોરનાં લુગડાં લઈ સટકી ગયો.

કુવામાં હાર પડયોજ નહોતો એટલે ચોરને તે શેનો જડે ? તે ફાંફાં મારી બહાર આવ્યો તો ત્યાં તેણે એકે છોકરો કે પોતાનાં લુગડાં જોયાં નહિ. હવે તે સમજ્યો કે હું ઘણાને છેતરી મારૂં કામ કરૂં છું, પણ મને પણ છેતરે એવા આ દુનિયામાં છે ખરા. શેરને માથે સવાશેર હોય છેજ.

જોરમાં, બુદ્ધિમાં, કે યુક્તિમાં મારા સમાન કોઈ નથી એવો ગર્વ કોઈએ કરવો નહિ. દુનિયા વિશાળ છે, એટલે હરેક બાબતમાં કોઇથી કોઈ ચઢિયાતો હોય છેજ.

ગીતિ

મુજસરિખો કો ન મળે, એવો ગર્વ મા કદાપિ તું ધરતો,<br>
એકએકથી અદકો, જગમાં કો કો અવશ્ય છે ફરતો.

---

## પાઠ ૨જો

### કૂકડો

મળસકું થતાં પહેલાં ચારપાંચ વાગે 'કૂકડે કુઊક' એવા શબ્દ તમારામાંના ઘણાંએ સાંભળ્યા હશે. એ



કૂકડાના શબ્દ છે. એનો ઉકાર, પહેલો ટૂંકો, પછીનો લાંબો, અને ત્યાર પછીનો તેથી પણ લાંબો હોય છે. કૂકડાને બોલતો સાંભળી પ્રાચીન કાળમાં વિદ્યાર્થીઓ ઊઠતા અને નાહીધોઈ અભ્યાસ કરવા માંડતા. તમારે પણ દરરોજ વહેલા ઊઠવાની ટેવ પાડવી.

એ પક્ષી વસ્તીમાં તેમજ ખેતરમાં ને વગડામાં માલમ પડે છે. ઘણાં વન્ય પક્ષી બહુ નાનાં હોય છે. તેઓ જંતુઓને ખાઈ જઈ પાકને થતું નુકસાન અટકાવે છે. તેમના મધુર ગીતથી તે આપણને આનંદ આપે છે.

આપણે કૂકડાને મરઘો પણ કહીએ છીએ. બધાં કૂકડાં સરખાં હોતાં નથી. કેટલાંક મોટાં ને કેટલાંક

નાનાં હોય છે. તેમનાં શરીર પીંછાંથી ઢંકાએલાં હોય છે. પીંછાં જુદા જુદા રંગનાં હોય છે. કૂકડાના પગ ટૂંકા ને મજબૂત હોય છે. તેમની પાંખ ટૂંકી હોય છે, તેથી તે બહુ ઊંચે ઊડી શકતાં નથી. થોડેક ઊડયા પછી તેમને આરામ લેવો પડે છે. તેમની પૂંછડી ટૂંકી ને ભરાઉ હોય છે. કૂકડીની પૂંછડી કરતાં કૂકડાની પૂંછડીમાં વધારે પીંછાં હોય છે.

કૂકડાનું માથું નાનું હોય છે. તેને મથાળે કલગી હોય છે. તેની ચાંચ ટૂંકી, કઠણ, ને તીણી હોય છે. એના ઉપલા ભાગમાં બે છિદ્ર હોય છે, તે નાકની ગરજ સારે છે. બીજાં બધાં પક્ષીની પેઠે એને પણ દાંત હોતા નથી.

કૂકડાની આંખ મોટી ને ચકચકતી હોય છે. એની નજર તીવ્ર હોય છે. એના કાન પીંછાંમાં ઢંકાઈ ગએલા હોય છે.

પંખીને દાંત હોતા નથી, તેથી તે અનાજ કે ફળ આખું ગળી જાય છે. ગાય કે ઘેટાની પેઠે તે વાગોળતું નથી. ગળી ગએલો ખોરાક પેટમાં એક કોથળીમાં જાય છે, તેમાં તે પોચો થાય છે. ત્યાંથી તે બીજા કોઠામાં જાય છે અને ત્યાં તે ચાવેલા જેવો થાય છે.

કૂકડાના પગ જાડા ને જબરા હોય છે. દરેક પગે ચાર આંગળાં હોય છે; ત્રણ મોટાં, આગળ ને એક

નાનું, પાછળ. દરેક આંગળે લાંબા ને ગોળ નખ હોય છે. એ વડે તે જમીન ખોતરી, ખોરાક શોધી કાઢે છે. તે થોડુંજ ઊડે છે. રાત્રે તે ડાળી પર આરામ લે છે કે એક પગ પર ઊભું રહી ઊંઘે છે.

મરઘી ઈંડાં મૂકી તેને પોતાના શરીરની ગરમીથી સેવે છે. એ ઈંડાંને તે પોતાની પાંખમાં સંતાડે છે. મરઘીને પોતાનાં ઈંડાં એટલાં બધાં વહાલાં હોય છે કે તેના રક્ષણને માટે તે પોતાનો જીવ પણ આપે છે. માતાને પોતાના બાળક પર કેવો પ્રેમ છે!

---

## પાઠ ૩જો

### વડોદરાનો પ્રવાસ, ભાગ ૧લો

મહેતાજી—છોકરાઓ, આપણે વડોદરે જઈ આવ્યા. ત્યાં તમને બધાને નવું નવું જોવાની ખૂબ મઝા પડી હતી. મેં તમને જાણવા જેવું ઘણું બતાવ્યું હતું. શીખવાનું કેટલુંક શિખવ્યું હતું. તે યાદ છે કે નહિ તે આજે તપાસું ને સાથે સાથે નવું કેટલુંક કહું. વડોદરાના કૃપાળુ ને પ્રખ્યાત નરેશનું નામ શું, બોલ તો, છગન?

છગન—તેમનું નામ શ્રીમંત મહારાજા સયાજીરાવ ગાયકવાડ છે.

મહેતાજી—બરાબર છે. હરિલાલ, બોલ, એ મહારાજા સાહેબના સંબંધમાં મેં શાં વખાણ કર્યાં હતાં?

હરિલાલ—આપે કહ્યું હતું કે એ નરેશ ઘણા કેળવાએલા છે. રાજ્યની એકે એક બાબતથી એઓ વાકેફ છે. પ્રજા પર એમને બહુજ સ્નેહ છે. પ્રજાનું ભલું થાય માટે એમણે કેળવણી ફરજિયાત કરી છે. સુધારો દેશમાં ચોમેર ફેલાય તે જોવા એઓ આતુર છે. નાની ઉમરનાં છોકરાં ઢીંગલા-ઢીંગલીની માફક પરણે તેથી તેમનાં મનને ને તનને નુકસાન થાય છે. તેવાઓનાં લગ્ન અટકાવવા માટે એમણે કાયદો કર્યો છે.

મહેતાજી—શાબાશ! તારી યાદદાસ્ત જબરી છે. લગભગ મારા શબ્દોમાંજ તું બધું બોલી ગયો. બોલ, ઉમેદ, તેમનાં રાણીશ્રીનું નામ શું?

ઉમેદ—સાહેબ, તેમનું નામ મહારાણી ચીમનાબાઈ છે.

મહેતાજી—વારૂ, તેમને વિષે મેં તમને થોડુંક કહ્યું હતું. તને શું યાદ છે?

ઉમેદ—રાણી સાહેબ પણ મહારાજા સાહેબના જેવાં કેળવણીમાં ને લોકહિતમાં રસ લેનારાં છે. તેમણે પણ ઘણા દેશોમાં પ્રવાસ કરેલો છે. તેઓ પ્રજાને અત્યંત ચહાય છે.

મહેતાજી—ઠીક. વડોદરાનો મોટો બાગ તમે જોયો.

તેમાં દાખલ થતાં મેં તમને શું બતાવ્યું હતું ?

ઉમેદ—મહારાજા સયાજીરાવનું બાવલું.

મહેતાજી—બરાબર. એ શા માટે ત્યાં મૂકયું છે તે મેં કહ્યું નહોતું. શ્રીમંતને રાજ્ય કરતાં ૨૫ વર્ષ થયાં, તેની યાદગીરીમાં તેમની વફાદાર પ્રજા તરફથી તે ત્યાં મૂકવામાં આવ્યું છે. બાગમાં તમે શું શું જોયું ? હરિલાલ, તું બોલ.

હરિલાલ—બાગમાં અમે અનેક સુંદર ઝાડ જોયાં; જાતજાતનાં જાનવરો જોયાં, ને છેવટે સંગ્રહસ્થાન જોયું.

મહેતાજી—કયાં કયાં જાનવરો જોયાં ?

હરિલાલ—સાહેબ, સિંહ, વરૂ, ચિત્તો, રીંછ, રોઝ, વાંદરાં, બતક,–

મહેતાજી—બતક જાનવર કહેવાય કે ? એ તો પક્ષીના વર્ગમાં આવે. બીજાં કયાં પ્રાણી જોયાં ?

હરિલાલ—સાહેબ, બીજાં યાદ આવતાં નથી.

મહેતાજી—બોલ તો, હાજી, તું બોલ.

હાજી—સાહેબ, પેટે કોથળીવાળાં, વાંદરાં જેવાં પ્રાણી હતાં. તે જોવામાં ઘણી ગમ્મત પડી. તેનું નામ શું, સાહેબ ?

મહેતાજી—તેનું નામ કાંગારૂ. ભૂલભુલામણીમાં કેવી ગમ્મત પડી હતી ! ત્યાં વાડની કેવી અટપટી ગોઠવણ હતી !

હાજી—હા, સાહેબ. એમાં દાખલ થયા પછી અંદર ને અંદર જવાય તેમ હતું. પણ બહાર નીકળવાનો રસ્તો જડતોજ નહોતો.

મહેતાજી—માટેજ એનું નામ ભૂલભુલામણી છે. હવે કાલે વાત કરીશું. આજે એ વિષે બહુ થયું.

---

## પાઠ ૪થો

### વડોદરાનો પ્રવાસ, ભાગ ૨જો

મહેતાજી—સંગ્રહસ્થાન કેવું ભવ્ય હતું! બોલ, હરિલાલ, તેં તેમાં શું જોયું?

હરિલાલ—સાહેબ, તેમાં મેં એટલું બધું જોયું કે તે હું કહી શકું એમ નથી. જાતજાતની કારીગરીની ચીજો, જાતજાતનાં પૂતળાં, જાનવરો ને પક્ષીના ઘણા ઘણા નમુના, હથિયારોના નમુના, ચિત્રો, ને કંઈ કંઈ જોયું.

મહેતાજી—ઠીક. એ બધું ત્યાં એકઠું કર્યું છે માટે એને સંગ્રહનું સ્થાન અથવા સંગ્રહસ્થાન કહે છે. એવું સંગ્રહસ્થાન મુંબઈમાં છે. તેમજ હિંદુસ્તાનમાં જેપુર, કલકત્તા, વગેરે બીજાં શહેરોમાં પણ છે. તેમાં જવાથી ઘણું જાણવાનું મળે છે. માટે પ્રજાના હિતને માટે તે વડોદરામાં રાખવામાં

આવ્યું છે. વારૂ, બાગ જોયા પછી આપણે ગામમાં ગયા. ત્યાં જવાના મોટા રસ્તાનું નામ યાદ છે કે?

હરિલાલ—સાહેબ, રાવપરાનો રસ્તો. સાહેબ, એ રસ્તાને રાવપરાનો રસ્તો કેમ કહે છે?

મહેતાજી—આ સવાલથી હું ઘણો રાજી થયો. રસ્તાઓનાં નામ કેટલીક વાર મોટા માણસોનાં નામ સાથે જોડવામાં આવે છે. રાવજી નામના શ્રીમંત આનંદરાવ ગાયકવાડના બાહોશ દીવાન હતા. તેમના નામે આ રસ્તાનું નામ છે. વારૂ, છગન, આપણે બીજું શું શું જોયું?

છગન—સાહેબ, લક્ષ્મીવિલાસ રાજમહેલ, નજરબાગ,



લક્ષ્મીવિલાસ

ને મકરપુરા રાજમહેલ. બીજું જોવાનું તમે અમને ન બતાવ્યું.

મહેતાજી—થોડા વખતમાં જોવાય તેટલું આપણે જોયું. વારૂ, લક્ષ્મીવિલાસ કોણે બંધાવ્યો ?

છગન—મહારાજા સયાજીરાવે તે બંધાવ્યો છે. સાહેબ, મકરપુરા મહેલ કોણે બંધાવ્યો તે તમે કહ્યું નહોતું.

મહેતાજી—મકરપુરાનો મહેલ ખંડેરાવ મહારાજે બંધાવ્યો હતો. એવું ઝીણું જાણવાની તમારી ઇચ્છાથી હું પ્રસન્ન થયો છું. વડોદરા શહેરમાં તમને બીજું કંઈ ખાસ લાગ્યું ?

છગન—હા, સાહેબ. ત્યાંના રસ્તાઓ મોટા ને સાફ જોયા. સુરસાગર સરોવરની શોભાથી તો હું ખૂબ ખુશ થયો.

મહેતાજી—તમને વડોદરા જોયાથી આવો આનંદ થયો તો વડોદરા રાજ્યનાં જોવાલાયક સ્થળો બધાં બતાવ્યાં હોય તો કેવો આનંદ થાય !

છગન—સાહેબ ! તે કયાં કયાં છે ?

મહેતાજી—ઘણાં છે. પાટણ, સિદ્ધપુર, દ્વારકા, વગેરે. દ્વારકામાં ઘણું સારૂં જોવાનું છે. વડોદરા રાજ્ય ઘણું મોટું છે. એ વિષે તમે આગળ શીખશો.

છગન—સાહેબ, હું તો તે નાનું જાણતો હતો.

મહેતાજી—તમને ક્યાંથી ખ્યાલ હોઈ શકે ? વડોદરા પ્રાંત, નવસારી પ્રાંત, કડી પ્રાંત, અમરેલી પ્રાંત, એટલા એના પ્રાંત છે. ગુજરાતમાં ને કાઠિયાવાડમાં એ ફેલાએલું છે. એ રાજ્ય ઘણું મોટું છે. એક વાર આખું ગુજરાત એ રાજ્યનું હતું. અમદાવાદમાં ગાયકવાડની હવેલી તે એ રાજ્યનીજ હતી. અમદાવાદ, ખેડા, ભરૂચ, સુરત—એ બધાં થોડેઘણે ભાગે આ મહાન્ રાજ્યના તાબામાં હતાં. કાઠિયાવાડનાં અનેક રાજ્યો ગાયકવાડ સરકારને ખંડણી ભરે છે. આમ એ રાજ્ય ઘણું મોટું હતું અને હજી છે.

---

## પાઠ ૫મો

### શરીરના સુખનું જોમ

છપ્પો

હોય કસરતી જંન, તંન તેનૂં તસતસતૂં,
સદા ખુશીથી મંન, વદન પણ દીપે હસતૂં,
કળા ચપળતા પૂર, કાર્યે કરવે મદમાતો,
અનુભવવે આતૂર, શૌર્યે પ્રીતિની વાતો,
રગ રગે જોમ વ્યાપી રહ્યો, ચરણતળે ધરણી ધ્રુજે,
ન ખમાય કશો અન્યાય ને, અસત્ દેખી હણવા ઝુઝે. ૧

કર કસરતનો શોખ, રોગ નહીં નામે નડશે,
કર કસરતનો શોખ, ભોગમાં લ્હેજત પડશે,
કર કસરતનો શોખ, જોગ સહુ જોસ્સે મળશે,
કર કસરતનો શોખ, કોડ વિધિનાં દુખ ટળશે,
રે કરૂં પ્રશંસા કેટલી, તંનમંન–કસરતતણી,
નહીં ઉણું રાખે એ તો કશું, વિજયચિત્ત શાંતી વસે. ૨

વિજયાશંકર

---

## પાઠ ૬ઠ્ઠો

### ઝાઝા હાથ રળીઆમણા



એક ઝાડ પર ચકલો ને ચકલી પોતાનાં બચ્ચાં સાથે રહેતાં હતાં. એક દિવસ એક હાથી ત્યાં આવી ચઢયો. તેણે તે ઝાડને ખૂબ હચમચાવ્યું અને જે ડાળી પર ચકલો, ચકલી, ને તેનાં બચ્ચાં હતાં, તે ડાળી તોડી પાડી. નસીબને યોગે ચકલોચકલી બચી ગયાં, પણ બાપડાં બચ્ચાં છુંદાઈ મુઆં. આથી ચકલાચકલીને ખોટું લાગ્યું. તેમને હાથી પર વેર લેવાનું મન થયું. એક લક્કડખોદ પક્ષી તેમનો મિત્ર હતો, તેને તેમણે પોતાની વાત કહી. તે પક્ષીએ કહ્યું, બહુ સારૂં. મારે એક માખી મિત્ર છે, તે બહુ મધુર ગાય છે, તેની પણ મદદ આપણે લઈએ. એમ કહી તે લક્કડખોદે તે માખીને બધી વાત કહી તેની મદદ માગી. માખી બોલી, મારે એક દેડકો દોસ્ત છે, તેને પણ આપણા કામમાં મદદ કરવા હું કહીશ.

આ પ્રમાણે, ચકલોચકલી, લક્કડખોદ, માખી, ને દેડકો ભેગાં થયાં. તેમણે મસલત કરી નીચે પ્રમાણે તદબીર રચી. બપોરે હાથી ઝાડ નીચે આવે એટલે માખીએ મધુર સ્વરે ગણગણ કરવું. આથી ગાયનની લહેરમાં હાથી ઊંઘતો થઈ જશે. પછી તરતજ લક્કડખોદે તેની બંને આંખ ફોડી નાખવી. એ દર્મિયાન, દેડકાએ એક મોટો ખાડો હોય એવા કિનારા પાસે તળાવમાં ડેં ડેં કરવું, એટલે હાથી શબ્દ સાંભળી, તરસનો માર્યો

તળાવ તરફ દોડશે અને ખાડામાં પડી મરણ પામશે.

આ પ્રમાણે બપોરે હાથી ઝાડ આગળ આવ્યો, એટલે માખીએ મીઠા નાદે ગણગણાટ શરૂ કર્યો. આથી હાથી નિદ્રાની લહેરે ચઢયો, એટલે લક્કડખોદે આવી તેની બે આંખો ફોડી નાખી. પાસેના તળાવમાં દેડકાએ ડેં ડેં કરવા માંડયું. તે સાંભળી, તાપ અને તરસથી અકળાઈ હાથીએ તે શબ્દ જ્યાંથી આવતો હતો તે તરફ દોડવા માંડયું. તે કિનારા તરફ ધસ્યો, પણ આંખ ફૂટેલી હોવાથી કિનારા પાસેનો ખાડો તે જોઈ શકયો નહિ. આ રીતે તે ખાડામાં પડી મરણ પામ્યો.

હાથી જેવા મોટા જાનવરનો પણ ચકલાચકલી, દેડકો, માખી, ને લક્કડખોદ જેવાં નાનાં પ્રાણીઓએ ભેગાં થઈ ઘાટ ઘડયો. ઝાઝી કીડી સાપને તાણે છે. સંપથી સાધારણ માણસો પણ બળવાન્ શત્રુની સામા ટક્કર ઝીલી શકે છે ને તેને હંફાવે છે. તમે હળીમળીને સંપે ચાલશો તો તમને કોઈ હેરાન કરી શકશે નહિ.

અનુષ્ટુભ્

નાના પણ ઘણા જીવો, સંપથી વિજયી ફરે;
જુઓ ઝાઝાં મળી જોડે, હાથીનો જીવ સંહરે.

---

# પાઠ ૭મો

## દીવાળીના તહેવારો, ભાગ ૧લો

આસો વદ તેરસથી કાર્તિક સુદ બીજ સુધી દીવાળીના તહેવારો આવે છે.

આસો વદ અમાસને દીવાળીનો દિવસ કહે છે. તે દિવસે વેપારીઓ વહીપૂજન કરે છે. દીવાળીના તહેવારોમાં છોકરાંઓ ફટાકા, કોઠી, બપોરીઆં, ને બીજું દારૂખાનું ફોડી રાજી થાય છે. સ્ત્રીઓ સવારે આંગણાંમાં સાથીઆ પૂરે છે. લોકો સ્વચ્છ, સારાં કપડાં પહેરે છે.

દીવાળી એટલે દીવાની હાર; 'દીપ' એટલે દીવો; 'આલી' એટલે હાર. દીવાળી પર ઘેરે ઘેર દીવાની હાર સળગાવવામાં આવે છે.

આસો વદ ચૌદસને કાળી ચૌદસ અથવા નરક-ચતુર્દશી કહે છે. શા પરથી આમ કહેવાય છે તે જાણ્યાથી દીવાળીના સંબંધમાં તમે અગત્યનું શીખશો.

પૃથ્વીને નરકાસુર નામનો પુત્ર હતો. પૃથ્વીએ દેવતા પાસે એવું વરદાન માગ્યું હતું કે મને એવો પુત્ર આપો કે કોઈ એની બરોબરી ન કરી શકે ને કોઈને હાથે એ મરે નહિ. દેવતાઓએ પ્રસન્ન થઈ પૃથ્વીને એવું વરદાન આપ્યું કે માત્ર શ્રીકૃષ્ણ એને

મારી શકશે. પછી નરકાસુર જન્મ્યો. બધા રાજાઓને એણે હરાવ્યા ને સોળ હજાર એક સો કન્યાઓનું હરણ કર્યું. એણે ઇંદ્રને પણ હરાવ્યો. તે પરથી ઇંદ્રે કૃષ્ણને વીનવ્યા કે નરકાસુરને મારો. આથી કૃષ્ણે નરકાસુર જોડે યુદ્ધ કર્યું ને કાળી ચૌદસની પાછલી રાતે નરકનો વધ કર્યો ને બધી કન્યાઓને બંદીખાનામાંથી છોડવી પૃથ્વી પર આનંદ પ્રસરાવ્યો.

દીવાળીના તહેવારોના સંબંધમાં બીજું પણ જાણવા જેવું છે. પૂર્વે બલિ નામનો એક દાનેશ્વર રાજા હતો. એનાથી ઇંદ્રને બીક લાગી કે રખેને એ મારૂં ઇંદ્રાસન લે. તેથી ઇંદ્રે તપ કરી વિષ્ણુને આરાધ્યા ને વિષ્ણુએ પ્રસન્ન થઈ બલિરાજાને હરાવ્યા. પ્રથમ વિષ્ણુએ વામનજીનું એટલે ઠીંગણા માણસનું રૂપ ધારણ કર્યું. પછી બલિરાજા યજ્ઞ કરતા હતા ત્યાં તે ગયા. ત્યાં જઈ વામનરૂપમાં બલિ પાસે જાચના કરી. બલિએ કહ્યું કે માગો; જે માગશો તે આપીશ. વામને કહ્યું, મારે માત્ર મારાં ત્રણ પગલાંમાં માય એટલી જગા જોઈએ છે, તે આપો. બલિએ કહ્યું, વધુ માગો. આટલુંજ શું માગ્યું ? વામને કહ્યું, બ્રાહ્મણને લોભ ન શોભે; મારે આટલુંજ બસ છે.

પછી વામનજીએ વૈરાટ સ્વરૂપ ધારણ કર્યું ને પહેલું પગલું પૃથ્વી પર મૂકયું, બીજું સ્વર્ગ પર એટલે આકાશ

પર, ને ત્રીજું બલિ રાજાના માથા પર મૂક્યું ને તેને પાતાળમાં ચાંપી દીધો. આ રીતે વિષ્ણુએ ઇંદ્રને નિર્ભય કીધા. આ ત્રણ પગલાં આસો વદ તેરસ, ચૌદસ, ને અમાસને દહાડે ભરાયાં હતાં. કાર્તિક સુદ પડવાને દહાડે બલિરાજાનો પાતાલમાં રાજ્યાભિષેક થયો.

બલિની ઉદારતા ને તેના સાચાપણાથી વિષ્ણુ પ્રસન્ન થયા ને તેમણે બલિરાજાને કહ્યું કે હે બલે ! તારૂં કલ્યાણ થાઓ! તું માગીશ તે હું આપીશ, માટે કંઈ પણ માગ. બલિએ કહ્યું, હે દેવ ! આપે ત્રણ દિવસોમાં ત્રણ પગલાં ભરી મને મહાત કર્યો, તે દિવસો બલિરાજાના દિવસો કહેવાઓ ! જે લોકો આ ત્રણ દિવસ દીવા કરે તેના ઘરમાં લક્ષ્મી સદા વસો! મારા ત્રણ દિવસમાં જેના ઘરમાં અંધારૂં રહે તેના ઘરમાં દરિદ્રતા રહો! વિષ્ણુએ કહ્યું, તથાસ્તુ– તેમ થાઓ !

હિંદુ લોકો ત્રણ દિવસ દીવા કરી આનંદ કરે છે, તેનું કારણ આ પરથી સમજી શકાશે.

---

## પાઠ ૮મો

### દીવાળીના તહેવારો, ભાગ રજો

બાળકો! દીવાળીના તહેવારોના સંબંધમાં ગયા પાઠમાં તમને ઘણું જાણવાનું મળ્યું. હિંદુ લોકો તે

દિવસો પર યોગ્ય ઉત્સવ કરે છે. એવું માનવું છે કે તે ત્રણ દિવસ લક્ષ્મી તેલમાં વસે છે ને ગંગા જળમાં રહે છે. હિંદુ લોકો વહેલા ઊઠી તેલથી શરીર ચોળી સ્નાન કરે છે.

દીવાળીની રાત્રે હિંદુ ઘરોમાં લોકો "આજ દીવાળી, કાલ દીવાળી, પરમ દહાડે દેવદીવાળી" એમ બોલી મેરિયું અથવા દીવો ફેરવે છે.

પડવાને દહાડે નવું વર્ષ બેસે છે. સારાં વસ્ત્ર પહેરી તે દિવસે સગાંસ્નેહીઓ દેવદર્શને જાય છે ને એક-બીજાંને નવું વર્ષ મુબારક ઇચ્છે છે.

શ્રીકૃષ્ણે ગોવર્ધન પર્વતને ટચલી આંગળી પર તોળ્યો હતો, તે તમે બીજા પુસ્તકમાં શીખી ગયા છો. તે આજ દિવસે બન્યું હતું. માટે નાના પ્રકારનાં અન્નની રસોઈ કરી, અન્નકૂટ કરી, એટલે અન્નના ઢગલા કરી, વૈષ્ણવો એ દિવસે ગોવર્ધનરૂપ શ્રીકૃષ્ણને નૈવેદ્ય ધરે છે. બલિરાજાને પાતાળનું રાજ્ય આ દિવસે મળ્યું, એ ગયા પાઠમાં તમે શીખ્યા છો. આ દિવસે બલિપૂજા કરવાનું પણ પુરાણોમાં કહ્યું છે.

બીજનો દિવસ ભાઇબીજ કહેવાય છે. તે દિવસે ભાઈ પોતાની બેનને ઘેર જમવા જાય છે. યમની બેન યમુના તેને પોતાને ઘેર જમવા માટે વારંવાર નોતરતી હતી. પણ યમ તેને ઉડાવ્યા કરતો હતો. આખરે,

યમુનાએ ઘણો આગ્રહ કર્યો અને યમને તેને ઘેર જમવા જવું પડ્યું. યમુનાની આગતાસ્વાગતાથી તે એવો પ્રસન્ન થઈ ગયો કે તેણે તેને કહ્યું કે હે બેન! તું કંઈ વરદાન માગ. તું જે માગીશ તે હું તને આપીશ. બેને કહ્યું, હે ભાઈ! હું એટલુંજ માગું છું કે આ દિવસે તમારે દર વર્ષે મારે ત્યાં જમવા આવવું, આ દિવસે તમારે પાપીઓને નરકમાંથી છોડી દેવા, ને આ દિવસે જે ભાઈ બેનને ઘેર ભોજન કરે તેને તમારે સુખી કરવો. યમે એ વરદાન આપ્યું; તે પ્રમાણે કરવા તેણે કબૂલ કર્યું.

ભાઈબીજને લોકો ભાઈલાબીજ અથવા યમદ્વિતીયા પણ કહે છે.

---

## પાઠ ૯મો

### મધમાખ, ભાગ ૧લો

ગાય, બિલાડી, કુતરો, અને સિંહ જેવાં પ્રાણી પશુ કહેવાય છે. પોપટ, કૂકડો, અને મોર જેવાં પ્રાણી પંખી કહેવાય છે. કીડી, માખી, મધમાખી, અને મગતરાં જેવાં પ્રાણી આ બંનેથી જુદાં છે. પશુ ને પંખીની પેઠે એનાં શરીર હાડકાવાળાં નથી. એનાં શરીર ત્રણ ભાગનાં બનેલાં હોય છે; એક માથાનો ભાગ, બીજો છાતીનો, ને ત્રીજો

પાછલો. આ ત્રણ ભાગ સાંધાથી જોડેલા હોય છે. આવાં પ્રાણી જંતુ કહેવાય છે.

મધમાખ ઘણું ઉપયોગી જંતુ છે. એની મહેનતથી આપણને મધ ને મીણ મળે છે.

મધમાખને છ પગ હોય છે, તેથી એને ષટ્પદ કહે છે; 'ષટ્' એટલે છ અને 'પદ' એટલે પગ. એને ચાર પાંખ હોય છે. એના પાછલા ભાગમાં ડંખ હોય છે. મધમાખ ડંખે છે ત્યારે આ ડંખમાંથી આપણા શરીરમાં ઝેર દાખલ થાય છે. કેટલીક મધમાખોનું ઝેર જબરૂં હોય છે, તેથી માણસ ને પશુપંખી મરણ પામે છે.

મધમાખને કોઈ છેડે નહિ તો તે ડંખતી નથી. પણ એને ચિઢવવામાં આવે તો એ ટોળાંબંધ ભેગી થઈ માણસને કાયર કરે છે.



મધમાખો ટોળામાં રહે છે. મધપુડા તમે જોયા હશે. મધપુડો મધમાખોનું રહેવાનું ઘર છે.

મધમાખ ત્રણ જાતની હોય છે; નર મધમાખ, મુખ્ય માદા, ને કામગરી મધમાખ. દરેક મધપુડામાં ઘણીખરી મધમાખો કામગરી હોય છે. સુમારે હજાર એવી માખોએ એક નર મધમાખ હોય છે; ને એક મધપુડામાં એકજ મુખ્ય માદા હોય છે.



કદમાં કામગરી મધમાખ નાની હોય છે; નર મધમાખ તેથી મોટો હોય છે; ને મુખ્ય માદા સહુથી મોટી ને લાંબી હોય છે.

કામગરી મધમાખો સવારથી સાંજ સુધી કામ કરે છે. તે ફૂલે ફૂલે ભટકી મધ એકઠું કરે છે ને તે મધપુડામાં મૂકે છે.

મુખ્ય માદા મધમાખ ઈંડાં મૂકે છે. તે રોજનાં સુમારે હજાર ઈંડાં મૂકે છે. આજ તેનો ઉદ્યોગ હોય છે.

નર મધમાખ આળસુ હોય છે. એ ફૂલે ફૂલે ભટકે છે, ફૂલનો રસ ચૂસે છે, ને મઝા કરે છે. એ મધ એકઠું કરતો નથી.

# પાઠ ૧૦મો

## મધમાખ, ભાગ ૨જો

મધપુડો અનેક છિદ્રોનો બનેલો હોય છે. તેમાંનું દરેક છિદ્ર એકેક મધમાખનું ઘર હોય છે. બધાં ઘર છ પાસાવાળાં સરખા દેખાવનાં હોય છે.



ફૂલમાંથી ચૂસેલો રસ મધમાખ પોતાના શરીરની એક કોથળીમાં દાખલ કરે છે. ત્યાં તે રસનું મધ બને છે. મધમાખ થોડુંક મધ ખાય છે ને થોડુંક મધપુડામાં ભરી રાખે છે.

મધ એ ઘણાં ફૂલોનો એકઠો કરેલો રસ હોવાથી એમાં એ ફૂલોના ગુણ અને સ્વાદ એકઠા થાય છે. આથી

એ સ્વાદે મીઠું લાગે છે અને ખાવાના ને દવાના કામમાં વપરાય છે.

મધમાખના શરીરના પાછલા ભાગમાં એક કોથળી હોય છે, તેમાં મીણ બને છે. તે મીણથી મધમાખ મધપુડામાં પોતાનું છિદ્ર ભરાય એટલે તે બંધ કરી દે છે.

મીણનાં રમકડાં ને કેટલીક જાતની મીણબત્તી બને છે. સીવતી વખતે દોરાને લીસો કરવા તેને મીણ લગાડવામાં આવે છે. કબાટ, ખુરશી, વગેરે લાકડાના સામાનને ચકચકિત કરવામાં મીણ વપરાય છે.

શિયાળામાં ફૂલની અછત હોય છે. તે વખતે સંઘરેલું મધ મધમાખને કામમાં આવે છે. નર મધમાખને ફૂલોનો રસ તે વખતે મળતો નથી; તેથી એ મધપુડાનો રસ ખાવા જાય છે. કામગરી મધમાખો એને તે વખતે ડંખીને મારી નાખે છે. એને એના આળસ માટે કેવી ક્રૂર સજા થાય છે! જંતુઓ પણ આળસુને કેવી શિક્ષા કરે છે!

---

## પાઠ ૧૧મો

### આંધળા આગળ આરસી

દોહરો

જે જેને અભ્યાસ નહિ, તે તેને નહિ સ્વાદ;
અંધા આગળ આરસી, બ્હેરા આગળ નાદ. ૧

ઇંદ્રવિજય

સુંદર તોપણ શા ઉપયોગનિ,
અંધનિ આગળ આરસિ લાવ્યો,
જો ગજરાજ દિસે અતિ ઉત્તમ,
નિર્ધનને ઉપયોગ ન આવ્યો. ૨

મર્કટકંઠ ધર્યો મણિહાર,
પ્રહાર ગણી અતિ દૂર ઉડાવ્યો,
કાવ્યકળા કહિ મૂરખ પાસ,
બધીરનિ આગળ શંખ બજાવ્યો. ૩

વસંતતિલકા

જેને ન જાણ કદિ કોકિલ કાગ કેરૂં,
તે કાગનું કદિ વખાણ કરે ઘણેરૂં;
જેણે સુણ્યા શ્રવણ કોકિલ શબ્દ સારા,
તે કાગના સ્વર સુણી નહિ માનનારા. ૪

દલપતરામ

---

## પાઠ ૧૨મો

### ધ્રુવજી, ભાગ ૧લો

આર્ય રાજાઓમાં પહેલો રાજા મનુ હતો. તેને ઉત્તાનપાદ નામનો પુત્ર હતો. ઉત્તાનપાદને સુરુચિ અને સુનીતિ નામની બે રાણી હતી. તેને સુરુચિ ઘણી

વહાલી હતી અને સુનીતિ અળખામણી હતી. સુરુચિથી તેને ઉત્તમ નામનો પુત્ર થયો હતો અને સુનીતિથી ધ્રુવ નામનો પુત્ર થયો હતો.

ધ્રુવ પાંચ વર્ષનો હતો ત્યારે રાજસભામાં પિતાના ખોળામાં ઉત્તમને બેઠેલો જોઈ તેને પણ પિતાના ખોળામાં બેસવાનું મન થયું. તે પિતાના ખોળામાં બેસવા ગયો એટલે તેની અપરમા સુરુચિએ તેને મહેણું માર્યું કે તું અભાગણીનો પુત્ર છે. તને રાજાના



ખોળામાં બેસવાનો હક નથી. એ ખોળામાં બેસવું હોય તો તું તપ કરી મારે પેટે ફરી અવતાર લે.

"અપરમા એમ બોલ્યાં, ભુંડા, એ સુખ તુજને ક્યાંથી;
અભાગણીના પેટતણા તું, જાને અકરમી ઇહાંથી;
ઇહાંથી જઈ વનમાં તપ માંડ, હરિ ભજીને કાયા છાંડ;
ફરી જનમ લે મારે શરીર, તો તને રાજ અપાવિશ વીર;
જે જે વૈકુંઠરાય."

સાવકીમાનાં કડવાં વચન સાંભળી ધ્રુવજીને ઘણું ખોટું લાગ્યું. તે પોતાની માતા સુનીતિ પાસે ગયા અને સુરુચિએ મહેણું મારી તેમનું અપમાન કર્યું હતું તે હકીકત કહી. હે માડી ! અપરમાએ મને આમ કહ્યું.

"અપર કહે, અભાગણિકેરા, સુખ વાંછો તો વન જાઓ સવેરા;
ફરી જનમ મારે શરીર, તો તને રાજ અપાવિશ વીર,
જે જે વૈકુંઠરાય."

માએ ધ્રુવને કહ્યું, ભાઈ ! તું ખોટું ન લગાડ. આપણું પુણ્ય ઓછું તેથી આપણને ઓછું સુખ મળે છે. ધ્રુવ કહે, માતાજી ! મને વનમાં જવાની રજા આપો. હું તપ કરી ભગવાનની કૃપા મેળવીશ.

આ સાંભળી સુનીતિ બહુ ખેદ પામી. તે બોલી, ભાઈ! તારા વિના મારાથી કેમ રહેવાશે? જેમ જળ વિના માછલી જીવી શકતી નથી ને ટોળાથી વછૂટી પડેલી હરણી રહી શકતી નથી, તેમ તારા વિના હું ટળવળી મરીશ.

"તુજ વિના હું રહીશ કેમ, ટોળાં વછૂટી મૃગલી જેમ,
જળ વિના જેવી માછલી, મારા પ્રાણ જશે ટળવળી;
જે જે વૈકુંઠરાય."

માતાએ બહુ બહુ સમજાવ્યો પણ ધ્રુવે માન્યું નહિ. તેમણે કહ્યું,

"અનંત કરૂણા કરશે હરી, આપણી આશા પુરશે ખરી;
એ છે સાચો અનાથનો નાથ, તેને ભજવા જાઉં રે માત!
જે જે વૈકુંઠરાય."

છેવટે, માતાએ આશીવાદ દીધો અને ધ્રુવજી વનમાં તપ કરવા ગયા.

સાવકી માને સાવકા પુત્ર પર ઘણી અદેખાઈ હોય છે. તેનાથી તેનું કોઈ પણ રીતનું સુખ ખમાતું નથી અને તેને દરેક રીતે દુઃખી કરવા ઇચ્છે છે.

---

## પાઠ ૧૩મો

### ધ્રુવજી, ભાગ ૨જો

માતાની આજ્ઞા લઈ ધ્રુવજી વનમાં તપ કરવા જતા હતા, તેમને રસ્તામાં નારદ ઋષિ મળ્યા. તેમણે કુંવરને કહ્યું, ભાઈ! તું કોણ છે ને ક્યાં જાય છે?

"નારદ કહે શીદ જાઓ છો, શું છે તમારે કામ;
કોણ તમારાં માતપિતા, શું છે તમારૂં નામ?"

કુંવરે નારદજીને બધી વાત કહી. ઋષિએ કહ્યું, ભાઈ! તારી કાયા કોમળ છે. ભૂખ, તરસ, અને બીજાં કષ્ટ તારાથી કેમ સહેવાશે? વનમાં વાઘ, વરૂ, અને સિંહ જેવાં વિકરાળ પ્રાણી વસે છે, તે તને બિવડાવશે. મોટા મોટા જોગીઓ પણ તપ સાધી ભગવાન્‌ને મેળવી શક્યા નથી; તો તને ભગવાન્ ક્યાંથી મળશે? માટે તું પાછો ફર.

આ પ્રમાણે ઋષિએ કુંવરને બહુ સમજાવ્યો; પણ તેણે તેમનું કહ્યું માન્યું નહિ. ઋષિએ જોયું કે કુંવરે નિશ્ચય કર્યો છે, તેમાંથી તે ડગનાર નથી. પછી તેમણે તેને કહ્યું, ભાઈ! તું જમના નદીમાં સ્નાન કર અને મધુ-વનમાં તપ કરવા બેસ. તને છ મહીનામાં વિષ્ણુ મળશે.

ઋષિના કહેવા પ્રમાણે ધ્રુવજી જમનામાં નહાયા અને મધુવનમાં તપ કરવા બેઠા. તેમણે ભૂખ, તરસ, નિદ્રા, વગેરે ઘણાં કષ્ટ વેઠયાં અને પ્રભુમાંજ મન રાખી તેને ભજ્યા.

એમ કરતાં છ માસ વીત્યા, એટલે વિષ્ણુએ તેમને દર્શન દીધું ને કહ્યું, ભાઈ! હું તારી ભક્તિથી તારા પર પ્રસન્ન થયો છું. જે જોઈએ તે તું માગ. કુંવર કહે, પ્રભુ! મને વેગળો ન રાખો. મારે પાછું સંસારમાં જવું નથી. મારે તો તમારી સેવાજ કરવી છે.

“સુપના જેવી કાચી કાયા, સંસારની ધરવી શી માયા;
માયામાં ન મને મોકલો, વાહીને ન કરો વેગળો;
જે જે વૈકુંઠરાય.”



ભગવાને કહ્યું, ભાઈ! તારાં માબાપ તારા વિના ટળવળે છે; માટે તું પાછો જા. તેમને આનંદ પમાડ. સંસારનું સુખ ભોગવ. ઉત્તમ રાજ્ય કરી પ્રજાને પાળ.

પછી તું મારી પાસે આવજે. એમ કહી વિષ્ણુ અલોપ થયા.

ધ્રુવજી ઘેર પાછા ફર્યા. બંને માતપિતા તેમને જોઇ આનંદ પામ્યાં. પ્રથમ તેઓ અપરમાને પગે લાગ્યા. અપરમાએ મહેણું માર્યું હતું, તેને માટે તેણે બહુ ખેદ બતાવ્યો. ધ્રુવજીએ કહ્યું, મા, એમ ન બોલો. તમે મને સારો રસ્તો બતાવ્યો છે, તેથી હું તમારો ઉપકાર માનું છું.

પછી તે અહલ્યા નામની સ્ત્રીને અને ઇંદ્રની પુત્રીને એમ બે કન્યાને પરણ્યા અને ઘણાં વર્ષ રાજ્ય કરી પૃથ્વી છોડી આકાશમાં ધ્રુવ તારાને રૂપે અવિચળ રહ્યા, એમ કથા છે.

---

## પાઠ ૧૪મો

### હવા

શિક્ષક—બાળકો, બોલો, જેના વિના જીવી શકાય નહિ એવું કંઈ તમે જાણો છો ?

છોકરાં—હા, જી. ખાધા વગર આપણાથી જિવાય નહિ.

નરહરિ—સાહેબ, પાણી વગર પણ આપણે મરણ પામીએ.

શિક્ષક—ખરી વાત. આપણે તેમજ અન્ય પ્રાણી ખોરાક અને પાણી વગર જીવી શકતાં નથી.

ઝાડ પણ એ બે વિના મરી જાય છે. પણ એક ત્રીજું પણ આપણા જીવનને એટલુંજ જરૂરનું છે. તે શું, તે તમે જાણો છો?

છોકરાં—ના, જી.

શિક્ષક—તમે ઉનાળામાં તાપથી અકળાઓ છો ત્યારે શું કરો છો?

તુલસીદાસ—સાહેબ, પંખો લઈ વા ઉરાડીએ છીએ.

અબદુલ—સાહેબ, હીંચકે બેસીએ છીએ.

સોરાબજી—સાહેબ, ગામ બહાર ફરવા જઈએ છીએ કે ત્યાં કંઈ પવન આવે.

શિક્ષક—ખરી વાત. ગરમીના દહાડામાં પવન વગર બિલકુલ ચહેન પડતું નથી. પવન ન હોય ને હીંચકો ન હોય તો આપણું [illegible] આપણે પંખો મૂકવાનું મન થતું નથી. પંખો [illegible]થી પવન આવે છે. એ ક્યાંથી આવે છે?

ત્રિકમલાલ—સાહેબ, પંખો આપણા શરીરની પાસે હલાવીએ છીએ, તો પવન ત્યાંજ હોવો જોઈએ.

શિક્ષક—શાબાશ! આપણી આસપાસ બધે હવા રહેલી છે. એ હવાને આપણે દેખી શકતા નથી. આપણે પંખો ઉરાડીએ છીએ ને આપણને પવન આવે છે. એ પવન ફરતી હવાજ છે. કેટલીક વાર હવા ફરતી નથી ત્યારે ઝાડનું પાંદડું પણ હાલતું નથી. હવા ખૂબ

જોરથી ફરે છે, એટલે તે તોફાની પવન બને છે, સુસવાટો કરે છે, ઝાડની ડાળીઓને હચમચાવી નાખે છે, ને કોઈ વાર ઝાડને જડમૂળથી ઉખેડી પણ નાખે છે. નીચેનું ચિત્ર જુઓ. બોલો આપણને



હવાની જરૂર છે ?

છોકરાં—સાહેબ, પવન વગર ગભરાઈ જઈએ છીએ અને પવન એ હવાજ છે; એટલે હવાની આપણને જરૂર છે.

શિક્ષક—ખરૂં. હવા બધાં પ્રાણીને જરૂરની છે. ખોરાક અને પાણી વગર આપણે જીવી શકીએ; પણ હવા વગર આપણાથી એક પળ પણ જિવાતું નથી.

આપણું નાક ને મોં કોઈ જોરથી બંધ કરી રાખે તો આપણે ગુંગળાઈને મરી જઈએ. માણસ પાણીમાં ડૂબે છે ત્યારે તેની ચારે પાસે પાણી ફરી વળે છે ને તેને હવા ન મળવાથી તે ગુંગળાઈને મરી જાય છે.

---

## પાઠ ૧૫મો

### મોર ને ઢેલ

એક ગામની પાદરે નાનો સુંદર બાગ હતો. તે બાગમાં એક મોર ને એક ઢેલ રહેતાં હતાં. મોર જ્યારે કળા કરતો ત્યારે એનો દેખાવ સુંદર જણાતો હતો. એનાં પીંછાંમાં ઝીણા ગોળ ચાંદા જણાતા હતા. એની કળા પંખાના આકારમાં એના શરીર પર ભભકાભેર શોભતી. એ પોતાના દેખાવડાપણા માટે મગરૂર હતો. ઢેલ બિચારી એના આગળ ઝાંખી પડી જતી. મોર અને ઢેલને સાથે જોનારને ઘણી વાર એમ લાગતું કે કુદરતે આ જોડું બરાબર ઘડ્યું નથી. આવા ફુટડા ધણીને આવી રૂપ વિનાની પત્ની ન શોભે.

પણ ઈશ્વરે સુંદર રૂપ સાથે કેટલીક વાર ગર્વ મૂક્યો હોય છે અને સાધારણ રૂપ સાથે કોઈક ઉત્તમ ગુણ મૂક્યો હોય છે. તેમ આ જોડાને વિષે હતું. મોર ગર્વિષ્ઠ હતો; ઢેલ સ્નેહાળ હતી.



બાગમાં છોકરાં રમવા જતાં ત્યારે મોર પોતાની કળાથી મકલાતો, પોતાના રૂપથી ફુલાતો દૂર ઊભો રહેતો. છોકરાં પાસે જાય તો એ પોતાની મોટાઈમાં દૂર જતો. ઢેલ તેમ નહોતી કરતી. છોકરાં પંપાળે તો તે તેમને પંપાળવા દેતી; છોકરાં જ્યાં જાય ત્યાં તે જતી; ને તેમની સાથે તે ખુશીથી રમતી. તે મગરૂર નહોતી; કારણ કે તેને સુંદર ચાંદા નહોતા, તેને પંખી જેવી કળા નહોતી, ને તેનો રંગ મોરના રંગ જેવો પચરંગી નહોતો. છોકરાં જે ખવડાવે તે તે મઝેથી

ખાતી. છોકરાં તેને જોઈ રાજી થતાં. મોરના જેવી તે આડી નહોતી; તેથી તે સહુ છોકરાંને વહાલી થઈ પડી.



દિવસ જતાં શિયાળો આવ્યો. ઝાડ પરનાં પાંદડાં ખરતાં ગયાં ને મોર ને ઢેલનાં પીંછાં પણ ખરતાં ગયાં. મોર ને ઢેલ, બંને છેક બોડાં થઈ ગયાં. તેથી બંનેનું રૂપ ઘણું બદલાઈ ગયું. પીંછાં જતાં બંનેને ટાઢ વાવા માંડી. બંને માંદાં જેવાં ને ઉદાસ બની ગયાં.

બોડા શરીરવાળો ને ઉદાસ ચહેરાવાળો મોર છોકરાંએ જોયો ત્યારે તેમણે તેની મશ્કરી કરી. તેઓ તેને હસ્યાં ને ખિજવવા મંડ્યાં. તેમણે કહ્યું કે મોરને જુઓ. પણ એનાથી દૂર રહો. એને એકલો રહેવા દો કે એને એની કળા કરવી ફાવે. આમ કહી એને ખૂબ બનાવ્યો. મોર બિચારો રડવા જેવો થઈ ગયો.

ઢેલ મૂળથીજ સ્નેહાળ હતી. છોકરાં એના તરફ માયાળુ બન્યાં. એને તેમણે અગાઉની માફકજ પંપાળી. એની સાથે તેઓ અગાઉની માફકજ રમ્યાં. એને તેમણે અગાઉની માફક ખવડાવવાનું ચાલુ રાખ્યું. તેઓ એને કહેતાં કે તું કદ્રૂપી થઈ છે, છતાં અમે તને ચાહીએ છીએ. તને મોરના જેવો ગર્વ નથી. તું સ્નેહાળ છે. તારામાં રૂપ નથી, પણ ગુણ છે.

દુનિયા રૂપ કરતાં ગુણની વધારે દરકાર રાખે છે. જેનામાં સારા ગુણ હોય છે ને સારી રીતભાત હોય છે તેને બધાંજ ચહાય છે.

---

# પાઠ ૧૬મો

## દશેરા

આસો સુદ દસેમનો દિવસ હિંદુ લોકો ખૂબ ધામધૂમથી ઊજવે છે. તે દિવસ દશેરા કહેવાય છે.

તે દિવસે શ્રીરામચંદ્રજી રાવણ સામે યુદ્ધ કરવા કિષ્કિંધાથી નીકળ્યા ને યુદ્ધમાં તેમને વિજય મળ્યો; માટે તે દિવસને લોકો વિજયાદશમી પણ કહે છે.

કૌરવોની સામે જુગટામાં હાર્યા પછી શરત મુજબ પાંડવોને બાર વર્ષ વનમાં રહેવું પડયું હતું; ને તે પછી તેમને એક વર્ષ છૂપા વેષમાં રહેવાનું હતું. છૂપા

રહેવા માટે પાંડવો વિરાટ નગરીમાં વસ્યા. ત્યાં જતા પહેલાં તેમણે પોતાનાં હથિયાર શમીના ઝાડમાં છુપાવ્યાં હતાં. વર્ષ પૂરૂં થયા પછી તેઓ પાંડવો તરીકે જાહેર થયા ને કૌરવોની સામે પોતાનું રાજ્ય લેવા લડવા ગયા. આ કામ તેમણે દશેરાને દિવસે શરૂ કર્યું ને તેમાં તેમને અંતે ફત્તેહ મળી.

વળી દુર્ગા દેવીએ મહિષાસુર નામના રાક્ષસનો વધ પણ દશેરાનેજ દિવસે કર્યો હતો.

આમ હોવાથી લડાઈ કરવા નીકળી પડવા માટે દશેરાનો દિવસ હિંદુઓ શુભ ગણે છે. તે દિવસે લોકો દેવીની પૂજા કરે છે. બંગાળામાં તો તે દિવસે બહુજ ધામધૂમ થાય છે. જેમ દેવીની પૂજા થાય છે તેમ તે દિવસે હથિયારોની ને ઘોડાઓની પણ પૂજા થાય છે; કારણ કે એ યુદ્ધનાં સાધન છે.

તે દિવસે લોકો પોતાનાં સગાંઓને ને મિત્રોને આસંત્રાનાં પાંદડાં આપે છે ને કહે છે કે સોનું લો. જેમ સંક્રાંત પર તિલગુળ આપી અન્યોન્ય સ્નેહ વધારવામાં આવે છે, તેમ દશેરા પર સોનું આપી સ્નેહમાં વધારો ઇચ્છવામાં આવે છે. જે લોકો દુશ્મન હોય છે તેઓ પણ દશેરાને દિવસે સોનું આપલે કરી મિત્ર બને છે.

દશેરાનો ઉત્સવ પરાક્રમની શરૂઆતનો ઉત્સવ છે. તેથી રજવાડાંઓમાં તે પૂર ઠાઠથી ઉજવાય છે.

ચોમાસામાં લડાઈ બંધ પડતી. દશેરા થાય એટલે લશ્કર જય મેળવવા બહાર નીકળી શકતું.

દશેરાને દિવસે વડોદરામાં ધામધૂમથી સવારી નીકળે છે. શહેરમાં હોય છે ત્યારે વડોદરાના નરેશ શ્રીમંત મહારાજા સયાજીરાવ ગાયકવાડ દશેરાને દિવસે સવારીએ ચઢે છે. ઘોડેસવાર, પાયદળ, સોનારૂપાની તોપો, વગેરેના ભપકાથી સવારી આબાદ શોભી રહે છે. તે સવારી જોવાને ઘણા લોક દૂર દૂરથી વડોદરે જાય છે. સવારી સાંજે પાંચને સુમારે લક્ષ્મીવિલાસ રાજમહેલ આગળથી નીકળી શમીનું પૂજન કરી વિખેરાય છે.

શ્રીમંત મહારાજા સાહેબ તે દિવસે દરબાર ભરે છે. દરબારમાં દરબારીઓ ને મહારાજા સાહેબ પરસ્પર સોનું આપે છે.

---

# પાઠ ૧૭મો

## નેત્રવતી ને ધ્રુવ

### દોહરા

તૃષા તે તુજને લાગશે, સાંભળ મારા વીર;
કેમ જઈશ વન એકલો, નહિ હોય પાસે નીર. ૧
પુત્ર ધરણી પર પોઢવું, નથિ રે તહાં પલંગ;

ચરણ કોણ ત્યાં ચાંપશે, નથિ સેવક પણ સંગ. ૨
ગિરિ જંગલ બહુ ડુંગરા, વળિ વાનરના ઠાઠ;
પંથ દિઠો નથિ આગળે, કયમ તું જાણિશ વાટ. ૩
સાદ કરૂં હું કેહને, પુત્ર પુત્ર કહિ નામ;
સજ્જનડા ચાલ્યા પછી, ઉજ્જડ દીસે ગામ. ૪
દેવો સઘળા પૂજિને, પામી છું હું તૂંજ;
રાંકતણું જ્યમ રતનડું, એમ ગણું છું હૂંજ. ૫
અંધા કેરી લાકડી, હું દુબળીનું ધંન;
મુજને તજવા એકલી, કઠણ કરો છો મંન. ૬

તુલસી

---

# પાઠ ૧૮મો

## ચતુર શિયાળ, ભાગ ૧લો

એક વનમાં એક ચતુર શિયાળ રહેતું હતું. એક વખત તેણે જંગલમાં મરી ગએલો હાથી દીઠો. જોતાં વાર તેને તે હાથીના માંસમાંથી ભક્ષણ કરવાનો વિચાર થયો. પણ હાથીનું કઠણ ચામડું ભેદવા તેનામાં શક્તિ નહોતી. છતાં તે ચતુર હતું; તેથી નાઉમેદ ન થતાં યોગ્ય તક શોધતું આમતેમ ફરતું હતું, એટલામાં ત્યાં એક સિંહ આવ્યો. આપણાથી વધારે ઉમદા ગુણવાળું હોય તેના તરફ નમ્ર બની આપણે આપણું હિત

સાચવી લેવું, એ વાત એ ચતુર શિયાળ સમજતું હતું. તેથી સિંહને એણે કહ્યું, હે સ્વામી! સેવક આપને માટેજ આ હાથીનું રક્ષણ કરે છે. આપ તેનું ભક્ષણ કરો.

સિંહે કહ્યું કે હું બીજાએ મારેલાં પ્રાણી કદી પણ ખાતો નથી. દુઃખ આવી પડે તોપણ અમારા જેવાં કુલીન પ્રાણીઓ નીતિનો માર્ગ વર્જતાં નથી; અમારી મોટાઈની નીતિને હું વળગી રહેવા માગું છું.



શિયાળે કહ્યું, યોગ્ય છે. આપ ખરૂંજ કહો છો. સિંહ પોતાની મોટાઈમાં ત્યાંથી ચાલ્યો ગયો. પછી એક વાઘ ત્યાં આવ્યો.

શિયાળે વિચાર્યું કે પેલા દુરાત્માને તો અહિંથી કાઢચો. તે તેની ફુલાશમાં ચાલ્યો ગયો. હવે આ બીજો આવ્યો તેનું શું કરવું ? આ દુષ્ટ શૂર છે. એને માટે પણ યોગ્ય યુક્તિ શોધવી જોઈએ. એમ વિચારતાં શિયાળને માર્ગ જડ્યો.



શિયાળે વાઘને કહ્યું, મામા ! તમારા ક્યાં ભોગ લાગ્યા કે કાળના મોંમાં તમે અહિં આવ્યા ! આ હાથીને એક સિંહે મારી નાખ્યો છે. શબ મને સાચવવા સોંપી સિંહ નદીએ નહાવા ગયો છે. મને એ કહેતો ગયો છે કે મારે વાઘમાત્રનો નાશ કરવો છે. જો કોઈ વાઘ અહિં આવે તો મને તેની છાનીમાની ખબર આપજે.

અગાઉ આ વનમાં મેં મારેલો હાથી એક વાઘે મારી ગેરહાજરીમાં ચૂંથી નાખ્યો. તેથી સઘળા વાઘ પર મને વેર ઉત્પન્ન થયું છે.

આ સાંભળી વાઘે કહ્યું કે હે ભાઈ! મને અહિંથી નાસવા દે. મારા આવ્યાની વાત તું સિંહને કહેતો નહિ. એમ કહી એ નાસી ગયો.

---

## પાઠ ૧૯મો

### ચતુર શિયાળ, ભાગ ૨જો

પછી એક દીપડો આવ્યો. શિયાળે ધાર્યું કે આની સાથે ત્રીજોજ ખેલ રમવો. એની પાસે હાથીનું ચામડું



ચિરાવી લેવું. એની દાઢ મજબૂત છે. તેણે દીપડાને કહ્યું કે હે ભાઈ, અહિં આવ. તું ભૂખ્યો જણાય છે. આ હાથીને સિંહે માર્યો છે ને મને એણે રક્ષક નીમ્યો છે. તું એનું ભક્ષણ કર. દૂરથી પણ સિંહ પાછો આવતો જણાશે કે હું તને ચેતવીશ, એટલે તું તરત નાસી જજે. નહિ તો સિંહ તને મારી નાખશે. સિંહ ન જણાય ત્યાંસુધી નિરાંતે તું હાથીનું માંસ ખા.

દીપડો આ સાંભળી હાથીનું ચામડું જુદું પાડવા મંડ્યો. તે હાથીનું ચામડું જુદું પાડી રહ્યો કે તરત શિયાળ ગભરાતું ગભરાતું બોલ્યું, હે ભાઈ! નાસ, નાસ.઒ પેલો સિંહ આવ્યો. આ શબ્દો સાંભળતાંજ દીપડો ગભરાટથી નાસી ગયો.

હવે શિયાળને હાથીનું માંસ ખાવું ફાવે તેમ થયું. ચીરેલી જગામાંથી એ માંસ ખાતું હતું, એટલામાં એક બીજું શિયાળ ત્યાં આવી ચઢ્યું. બળમાં તે તેનું સમોવડીઉં હતું, તેથી શિયાળે તેને માટે ચોથો માર્ગ શોધ્યો. કહ્યું છે કે—

ગીતિ

ઉત્તમ જનને નમિયે, શૂરાને ભેદથી જગે જિતિયે;
હલકાને ટુકડાથી, સરખાને મારથી પુરા પડિયે.

ઉત્તમ ગુણવાળો જે સિંહ હતો તેને હું નમી પડ્યો. બળિયો વાઘ હતો તેને સિંહ સાથે યુદ્ધ થશે એમ



ભેદની ભીતિ આપી હું ફાવ્યો. નીચ દીપડો આવ્યો તેને મેં ખાવાની લાલચથી ઠગ્યો. છેલ્લું, શિયાળ જે મારૂં સમોવડીઉં છે તેને મારે મારી નાખવું. આમ વિચારી તે શિયાળે આ નવા શિયાળ પર જોરથી હુમલો કર્યો ને તેને મારી નાખ્યું. અંતે, પોતે એકલાએ મુએલા હાથીના માંસનું ભક્ષણ કર્યું. ઘણુંજ ચતુર શિયાળ!

---

## પાઠ ૨૦મો

### અમરેલી પ્રાંતઃ મુખ્ય સ્થળો, ભાગ ૧લો

અમરેલી પ્રાંત કાઠીઆવાડમાં આવેલો છે. એ મોટો પ્રાંત છે. એમાં અમરેલી, દામનગર, કોડીનાર,

ઓખામંડળ, વગેરે તાલુકા આવેલા છે.

અમરેલી તાલુકાનું મુખ્ય નગર અમરેલી છે. એ બે નદીના સંગમ પર આવેલું છે. એક કસ્બો જૂના વખતનો છે. એને ફરતો કોટ આવેલો છે. અહિંના ચોફાળ સારા વખણાય છે. ઉત્તમ નકશીનાં ચાંદીનાં વાસણ આ કસ્બામાં થાય છે.

અમરેલી પ્રાંતમાં રેશમનું ભરતકામ બહુ સારૂં થાય છે. દરેક કોમનાં બૈરાં નવરાશના વખતમાં ભરત-કામ કરે છે.

કોડીનાર તાલુકાનું મુખ્ય ગામ કોડીનાર છે. કહે છે કે શ્રવણે પોતાનાં માબાપને કાવડમાં બેસાડી કાવડ ઊંચકી યાત્રા કરાવી હતી, તે આ પ્રદેશમાં આવ્યો ત્યારે તેણે માબાપને કાવડમાંથી ઉતારી મજુરીના પૈસા માંગ્યા. આ એક દંતકથા છે. દંતકથા ઘણી વાર ખોટી હોય છે; પણ તેમાંથી સાર લઈ શકાય છે.

આ તાલુકામાં સોમંત અને શિંગવડા નદીની વચ્ચેના ભાગમાં દરિયાકિનારે એક નાનો ટેકરો છે. તે પર ખંડેર આવેલાં છે, તે મૂળ દ્વારિકા કહેવાય છે. શ્રીકૃષ્ણ પ્રથમ અહિં રહેતા. પછી તેમણે હાલ દ્વારિકા છે ત્યાં નગરી વસાવી અને ત્યાં રાજધાની કરી. મૂળ દ્વારિકા સોનાની હતી તે ડૂબી ગઈ અને હાલની દ્વારિકા તેને ઠેકાણે થઈ છે, એમ કહેવાય છે.

ઓખામંડળનું નામ બાણાસુરની પુત્રી ઉષાના નામ પરથી પડયું છે. શ્રીકૃષ્ણના પૌત્ર અનિરુદ્ધ ઉષાને પરણ્યા ને આ પ્રદેશમાં લાવ્યા તેથી એનું નામ ઓખા-મંડળ પડ્યું, એમ કહે છે. એ પ્રદેશ ઘણો બેરાન છે ને અહિંના લોકો જંગલી જેવા છે. મૂળ વતની કાબા હતા. ઓખામંડળમાં સીમિટના પત્થર નીકળે છે ને હાલ ત્યાં સીમિટ બનાવવાનું કારખાનું થયું છે.

ઓખામંડળના વાઘેરોએ ઇ. સ. ૧૮૫૯માં બંડ કર્યું, તેથી એમને વશ કરવા એમના પરની સત્તા ગાયકવાડ સરકારે બ્રિટિશ સરકારને સોંપી હતી. હવે વાઘેરો શાંત થઈ ધંધે વળગ્યા છે, તેથી ઇ. સ. ૧૯૨૦માં અંગ્રેજ સરકારે વાઘેર લોકો પરની સત્તા ગાયકવાડ સરકારને પાછી આપી છે.

દ્વારિકા અને બેટ એ બે અતિપવિત્ર ધામ ઓખા-મંડળમાં આવેલાં છે. હિંદુઓ જે સાત નગરી પવિત્ર માને છે તેમાંની એ એક છે. શ્રીમાન્ શંકરાચાર્યે ચાર દિશાએ ચાર આશ્રમો સ્થાપ્યા, તેમાંનો એક દ્વારિકામાં છે. એ મઠનું નામ શારદાપીઠ છે. એ મઠ દ્વારિકામાં મુખ્ય દેવાલયની બહાર ગોમતીને કિનારે આવેલો છે.

દ્વારિકામાં મુખ્ય મંદિર દ્વારિકાધીશનું છે. એ બહુ વિશાળ ને ઊંચું છે. એને સાત માળ છે. એની નકશી ને કોતરકામ જોવા લાયક છે. એની ટોચ સુધી જવાનો

રસ્તો છે. ટોચ પર નાની બારી છે. એમાંથી બહાર



નીકળતાં સોનાના ઢોળવાળું ચાંદીનું શિખર છે, તે શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ સંવત્ ૧૯૬૧માં દ્વારિકા ગયા ત્યારે તેમણે ચઢાવ્યું છે.

બેટમાં ઘણાં મંદિર છે. શ્રીકૃષ્ણે શંખાસુરને મારી બેટનો ઉદ્ધાર કર્યો, માટે એનું નામ શંખોદ્ધાર પડ્યું, એમ કહેવાય છે. એની આસપાસ ઘણા શંખ મળી આવે છે.

---

## પાઠ ૨૧મો

### અમરેલી પ્રાંતઃ મુખ્ય સ્થળો, ભાગ ૨જો

જૂનાગઢની પાસે વેરાવળ અને પ્રભાસપાટણ એ બે ગામ દરિયાકિનારે આવેલાં છે. બંનેની વચ્ચે એકાદ માઇલનું છેટું છે. એ જૂનાગઢના રાજ્યને તાબે છે.

પ્રભાસપાટણ જૂનાગઢના રાજ્યની હદમાં છે; પણ તેમાં આવેલાં સોમનાથ અને બીજાં પ્રાચીન દેવાલયો ગાયકવાડી રાજ્યની હદમાં છે. એ દેવાલયોનો ખર્ચ ગાયકવાડ સરકાર આપે છે.

સોમનાથ મહાદેવનું દેવાલય ઘણું પ્રાચીન છે. તે સમુદ્રકિનારે આવેલું છે; તેથી તેનો દેખાવ ઘણો રમણીય છે. એ મંદિરની સ્થાપના વિષે કથા ઘણી જાણવા જેવી છે.

ચંદ્ર દક્ષની ૨૭ પુત્રીઓને પરણ્યા હતા. તેમાં રોહિણી તેમની માનીતી હતી. આથી બાકીની ૨૬ કન્યાઓએ પિતાને ફરિયાદ કરી. પિતાએ ચંદ્રને શાપ દીધો કે તને ક્ષયરોગ થશે ને દિવસે દિવસે તારી કળા



ઘટશે. ચંદ્રે પ્રભાસમાં આવી તપ વડે શિવને રાજી કર્યા. શિવે શાપમાં ઘટાડો કર્યો કે પંદર દિવસ તને ક્ષય રહેશે ને પંદર દિવસ તારી કળામાં વધારો થશે. ચંદ્રે આ સ્થળે મહાદેવનું સોનાનું મંદિર બંધાવ્યું, તે સોમનાથ મહાદેવનું દહેરૂં છે. સોમ એટલે ચંદ્ર.

આ દહેરૂં હિંદુસ્તાનના ઈતિહાસમાં જાણીતું થયું છે. ઇ. સ. ૧૪૨૪માં મહમૂદ ગઝનીએ એ દહેરામાં ઘણો પૈસો છે એમ સાંભળી એના પર ચઢાઈ કરી. બ્રાહ્મણોએ ઘણો પૈસો આપવા માંડ્યો ને મહમૂદને વીનવ્યો કે તું મૂર્તિને ભાંગી ન નાખ. પણ તેણે માન્યું નહિ. તેણે મૂર્તિના ચૂરેચૂરા કર્યા અને દરવાજાને ગઝની લઇ

જઈ મસીદના ઉમરાને ઠેકાણે મૂક્યા કે તે મુસલમાનોના પગ તળે કચરાય.

ત્યાર પછી ગુજરાતના સુલતાન ૧લા મુઝફ્ફરે અને તેની પછી અહમદશાહે સોમનાથના દહેરાને જમીન-દોસ્ત કર્યું.

મહારાજા હોલકરની વિધવા અહલ્યાબાઈએ ઇ. સ. ૧૭૮૩માં નવું દહેરૂં બંધાવ્યું, તે હાલ છે.

પ્રભાસપાટણ એ યાત્રાનું મોટું સ્થળ છે. સોમનાથ મહાદેવના દર્શન કરવા બારે માસ યાત્રાળુઓ જાય છે.

એ કસ્બાની પાસે સરસ્વતી નદી છે, તે પ્રાચી (જૂની) સરસ્વતી કહેવાય છે. એ પણ યાત્રાનું ઠેકાણું છે. પ્રભાસપાટણના કોટ અને દરવાજા જોનારને તેની અગાઉની શોભાનો ખ્યાલ આવે છે.

---

## પાઠ ૨૨મો

### કસરતઃ રામમૂર્તિ

તમે ચારે તરફ નજર કરશો તો તમને માલમ પડશે કે કુદરતમાં બધું કંઈ ને કંઈ કામ કરતું જણાય છે. ઝાડ પણ પોતાનું કામ કર્યાં જાય છે, તે તેમાં દરરોજ થતા ફેરફારથી જણાય છે.

આ પ્રમાણે ઈશ્વરે આપણને કામ કરવાને સર્જ્યાં છે, આળસુ રહેવાને નહિ. લોઢું વપરાતું નથી તો તેને

કાટ ચઢે છે. બાંધેલા પાણીમાં જીવડાં પડે છે. આળસથી શારીરને નુકસાન થાય છે. આળસ એ શરીરનો કાટ છે ને આપણો કટ્ટો વેરી છે; માટે આળસ તજી હમેશ સારૂં કામ કરવામાં મચ્યા રહેવું.

શરીર આળસુ રહી શકે છે; મન રહી શકતું નથી. તેને સારી કેળવણી નહિ આપીએ તો તેમાં ગમે તેવા વિચારો આવ્યાજ કરશે. શરીરને ને મનને હમેશ સારા કામમાં ગુંથાએલાં રાખવાં.

ખેડુત બી વાવે છે ને જમીન ખેડે છે ત્યારેજ અન્ન પાકે છે. સૂતર કંતાય છે ને વણાય છે ત્યારેજ કાપડ થાય છે. કાપડ સિવાય છે ત્યારેજ પહેરવાનાં લુગડાં તૈયાર થાય છે. ઉદ્યોગ વગર કંઈ થતું નથી.

શરીરને કસરત ન આપીએ તો ખાધું પચે નહિ, માથું દૂખ્યા કરે, શરીરને બેચહેની રહે, અને આપણે અનેક જાતના રોગના ભોગ થઈએ. માટે આપણે હમેશ કસરત કરવી. કસરત કરવાથી શરીરના અવયવો ખીલે છે. કસરત કરવાથી શરીરમાંનો ખરાબ પદાર્થ પરસેવા મારફ્ત બહાર નીકળી જાય છે. કસરત કરવાથી આપણે શરીરે સુખી રહીએ છીએ.

જેમના ધંધામાં શરીરને ઓછી ને મનને વધારે મહેનત પડે છે તેમને ખાસ શરીરની કસરત કરવાની જરૂર છે.

શરીર ને મનનો ઘણો ગાઢો સંબંધ છે. શરીર નીરોગી ને દૃઢ હોય તોજ મન બરાબર કામ કરી શકે છે.

આપણાં શરીર ને મનને ઈશ્વરે એવાં બનાવ્યાં છે કે જેમ જેમ આપણે તેને કસીએ છીએ તેમ તેમ તેની કામ કરવાની શક્તિ વધે છે. તમે મદારીઓને કસરત કરતા જોયા હશે. નાનાં નાનાં છોકરાં પણ પોતાનાં અંગ કેવાં વાળી શકે છે ને કેવી ભારે કસરત કરે છે !

તમે પ્રોફેસર રામમૂર્તિનું નામ સાંભળ્યું હશે. તેમને ખેલ કરતા જોઈ તમને નવાઈ લાગશે. બાર ઘોડા ખેંચી



શકે એવી મોટરગાડી તે સહેજ અટકાવી રાખે છે. તે

મોટા મોટા પત્થર છાતી પર મુકાવી તે પર હથોડા મરાવે છે ને રમતથી સહજ આચકો મારી આઘા નાખે છે; પચાસ મણ જેટલું ભારે ગાડું તે પોતાની છાતી પર ચાલવા દે છે. તેમનું ચિત્ર જુઓ. શરીર કેવું જબરૂં છે !

એકલું શરીર કસી મલ્લ જેવા થવું અને મનને કેળવવું નહિ એ ઠીક નહિ. શરીરને તેમજ મનને યોગ્ય કસરત આપી કેળવવાં જરૂરનાં છે.

---

## પાઠ ૨૩મો

### ઊંટ

બાળકો ! ઊંટ તો તમે જોયું હશે. તેને વિષે બે વસ્તુ તમે જાતે પણ જોઈ હશે. એક તે ઘણું ઊંચું હોય છે એ, અને બીજી તે વાંકુંચાંકું હોય છે એ.

ઊંટ સુમારે આઠેક ફૂટ ઊંચું હોય છે; તેથી એના પર બેસવું હોય ત્યારે એને બેસાડીને એના પર ચઢવું પડે છે.

એના શરીરનો એકે એક ભાગ વાંકો હોય છે, તેથી આપણે કહીએ છીએ કે ઊંટનાં અઢારે વાંકાં.

રણમાં મુસાફરી કરનારને ઊંટ ઘણું ઉપયોગી પ્રાણી છે. જેમ સમુદ્રમાં વહાણ વિના ચાલે નહિ તેમ



રણમાં ઊંટ વિના ચાલે નહિ.

રણમાં લાંબે સુધી પાણી ને ખોરાક મળી શકતાં નથી. ઊંટને દિવસો સુધી પાણી ને ખોરાક વિના ચાલી શકે છે. માટે તે રણમાં મુસાફરી કરનારને ઘણું ઉપયોગી પ્રાણી છે.

તમને વિચિત્ર લાગશે કે અમને તો નિશાળમાં કલાકે કલાકે પાણી પીવાનું મન થાય છે ને દિવસમાં ત્રણચાર વાર ખાવાનું મન થાય છે ને ઊંટને ખાધા વિના દિવસો લગી કેમ નીભે છે! આનો જવાબ જાણવા જેવો છે.

ઊંટની પીઠ પર ખૂંધ છે, એ તમને ચિત્રમાં

જણાશે. ત્યાં ઢેકો શેનો છે ? એ ચરબીનો જથો છે. ઊંટ જ્યારે રણમાં હોય છે ને દિવસો સુધી એને ખાવાનું મળતું નથી ત્યારે એને આ ચરબીથી પોષણ મળે છે. તમને પણ તમારા શરીરની ચરબી પોષણ આપે છે. તમે ખાવાનું ઓછું કરશો તો તમે પાતળા થશો. તેનું કારણ એ છે કે તમારું શરીર ખોરાકની ગરજ તમારી અંદરની ચરબીથી પૂરી પાડશે.

ઊંટના પેટમાં ચામડીની કોથળી હોય છે. તેમાં એ પીધેલું પાણી લાંબા વખત સુધી ભરી રાખે છે. એ તરસ્યું થાય ત્યારે એને એ કોથળીમાંથી પાણી મળે છે.



ઊંટને ઢીંચણ પર કઠણ ગાદી જેવું હોય છે. તેથી ઊઠતાંબેસતાં જમીનથી એને ઈજા થતી નથી.

એને પગે બે આંગળાં હોય છે. એ આંગળાં પગ નીચે ગાદી જેવા એક કઠણ ભાગ સાથે જોડાએલાં

હોય છે. જ્યારે એ રેતીમાં ચાલે છે ત્યારે એ ગાદી જેવો ભાગ પહોળો થઈ શકે છે. આથી ઊંટની ખરી રેતીમાં પેસી જતી અટકે છે. ઘોડાને તેમ નથી હોતું; તેથી ઘોડો રેતીમાં ચાલે તો જલદી થાકી જાય.

આરબ લોકોને ઊંટ ઘણું પ્રિય હોય છે. કારણ ખુલ્લું છે. ઘોડા માફક ઊંટ બેસવાને કામ આવે છે, ગાય માફક એ દૂધ આપે છે, ને ઘેટાં માફક ઊન આપે છે. એ ત્રણના ઉપયોગી ગુણ એનામાં એકલામાં એકઠા મળેલા છે.

---

# બાળબોધ અક્ષર

अ आ इ ई उ ऊ ऋ ए ऐ

અ આ ઇ ઈ ઉ ઊ ઋ એ ઐ

ओ औ अं अः

ઓ ઔ અં અઃ

---

क ख ग घ ङ च छ ज झ ञ ट ठ

ક ખ ગ ઘ ઙ ચ છ જ ઝ ઞ ટ ઠ

ड ढ ण त थ द ध न प फ ब भ म

ડ ઢ ણ ત થ દ ધ ન પ ફ બ ભ મ

य र ल व श ष स ह ळ

ય ર લ વ શ ષ સ હ ળ

---

# જોડાક્ષર

क्क क्त क्र र्क द्द द्ध ह्म द्य श्र श्व ह्य ह्व

ક્ક ક્ત ક્ર ર્ક દ્દ દ્ધ હ્મ દ્ય શ્ર શ્વ હ્ય હ્વ

१ २ ३ ४ ५ ६ ७ ८ ९

૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮ ૯

# पाठ २४मो

## जीवतो नर भद्रा पामे.

छप्पो

जिवतो पामे राज्य, जीवतो परणे नारी,
जिवतो बेसे अश्व, थाय जिवतो वेपारी,
जिवतो मांडे जगन, सुकीर्ति जिवतो साहे,
जिवतो प्हेरे नंग, जीवतो ल्हाणां लाहे,
व्हालांनो होय विजोगियो, ते संजोगी थाय छे,
पण मुआ कोई देखे नहीं, शामळभट गुण गाय छे. १

जीवे जो निर्धन, कोइ दिन धनने पामे,
जीवे जो दुखि देह, वेदना कोइ दिन वामे,
जीवे जो वांझियो, कोइ दिन प्रगटे पूत्र,
जीवे जो कोइ रांक, सारुं पामे घरसूत्र,
जिवतो नर भद्रा पामशे, मुआ पछी को नहि मळे,
आ तकमां तो टाळो करो, कोइ दिवस ईश्वर फळे. २

शामळ

---

# પાઠ ૨૫મો

## ઝાડ અને તેના ભાગ, ભાગ ૧લો

શિક્ષક—વહાલાં બાળકો, આજે હું તમને બાગમાં તેડી લાવ્યો છું. અહિં તમને બહુ જોવાનું મળશે. બોલો, અહિં બધે તમે શું જુઓ છો !

છોકરાં—સાહેબ, જ્યાં જોઈએ ત્યાં ઝાડ દેખાય છે.

શિક્ષક—બધાં ઝાડ સરખાં છે કે નાનાંમોટાં ?

છોકરાં—સાહેબ, ઘણાં નાનાં છે ને થોડાંક મોટાં છે.

શિક્ષક—ખરૂં. નાનાં છે તે છોડ કહેવાય છે ને મોટાં છે તે ઝાડ કહેવાય છે. જુઓ, કેટલાંક આ જમીન પર ફેલાએલાં છે, કેટલાંક પેલા ઝાડ પર વિંટલાએલાં છે, ને કેટલાંક પેલા માંડવા પર ચઢેલાં છે. એ બધાં વેલા કહેવાય છે. બોલો, ઝાડનો કોઈ ભાગ તમને માલમ પડે છે !



છોકરાં—સાહેબ, એનાં પાંદડાં એ એક ભાગ છે.

શિક્ષક—ખરૂં. પાંદડાં શેને વળગેલાં છે, તે જુઓ. નાની નાની લાકડી જેવી દેખાય છે, તેને પાંદડાં વળગેલાં છે. એને ઝાડની ડાળ કહે છે. એ ડાળ આ જાડા થાંભલા જેવા ભાગમાંથી ફૂટેલી છે. એ જાડા ભાગને થડ કહે છે. ત્યારે ઝાડના કેટલા ભાગ થયા, તે કહો.

છોકરાં—સાહેબ, થડ, ડાળ, ને પાંદડાં, એ ત્રણ ભાગ થયા.

શિક્ષક—ડાળ એ થડજ છે. એ નાનું થડ છે. ખરા ભાગ બેજ છે. થડ ને પાંદડાં. ઝાડ શા વડે ટટાર ઊભાં રહ્યાં છે ?

છોકરાં—સાહેબ, થડ વડે.

શિક્ષક—બરાબર. ઝાડનાં થડ આપણા પગ જેવાં છે. આપણે પગ વડે ઊભા રહીએ છીએ, તેમ ઝાડ થડ વડે ઊભાં રહે છે. જુઓ. આ મેં થડની પાસે ભોંય ખોદીને કાઢ્યું. એ પણ ઝાડનો ભાગ છે. એને મૂળ કહે છે. એ ભાગ જમીનની અંદર રહેલો છે. ત્યારે ઝાડના કેટલા ભાગ થયા ? બોલો.

છોકરાં—સાહેબ, ત્રણ. મૂળ, થડ, ને પાંદડાં.

---

# પાઠ ૨૬મો

## ઝાડ અને તેના ભાગ, ભાગ ૨જો

શિક્ષક—ઝાડના કેટલા ભાગ છે, તે કાલે તમે શીખી ગયા છો. યાદ છે? છગન, તું કહે.

છગન—સાહેબ, ત્રણ. મૂળ, થડ, ને પાંદડાં.

શિક્ષક—ખરૂં. ઝાડના એ ભાગ આપણા શરીરના ભાગ જેવા છે. જુઓ, આ બે ઝાડનાં પાંદડાં તપાસો. કંઈ ફેર લાગે છે!

છોકરાં—ગુરુજી, એકનાં પાંદડાં લીલાંછમ છે ને બીજાનાં સુકાઈ ગએલાં છે.

શિક્ષક—ખરી વાત. જુઓ. આ ઝાડ પર એકે પાંદડું નથી. ડાખળીઓ ખરી ગઈ છે. થડ પણ સુકાઈને ચિમળાઈ ગયું છે. એ કેવું દેખાય છે? પેલાં જીવતાં ઝાડ જેવું જણાય છે? મગન, તું બોલ.

મગન—ના, જી. એ તો મરી ગએલાં જેવું છે.

શિક્ષક—હા, આપણામાં જીવ છે, તેમ ઝાડોમાં પણ છે. તમને ટાંકલી ખોસું તો દુઃખ થાય છે. ઝાડને એવી લાગણી થાય છે? જુઓ. આ પાંદડાને હું અડકું છું. બોલો, શું થયું?

છોકરાં—પાંદડું બિડાઈ ગયું.

શિક્ષક—ખરી વાત. એ છોડ લજામણીનો છે. આપણે

અડકીએ એટલે લાજ પામી એનાં પાંદડાં સંકોચાઈ જાય છે, માટે એને લજામણી કહે છે. જુઓ, ત્યારે ઝાડને પણ પ્રાણીની પેઠે લાગણી ને જીવ છે. પણ તે એક ઠેકાણેથી બીજે ઠેકાણે જઈ શકતાં નથી. તે અચળ છે. બોલો, ઝાડ આપણને કઈ બાબતમાં મળતાં આવે છે!

છોકરાં—સાહેબ, એને આપણા જેવા અવયવ, જીવ, ને લાગણી છે.

શિક્ષક—આપણાથી કઈ બાબતમાં ઝાડ જુદાં પડે છે?

છોકરાં—સાહેબ, આપણે જ્યાં જવું હોય ત્યાં જઈ શકીએ છીએ; ઝાડ જઈ શકતાં નથી.

---

## પાઠ ૨૭મો

### સાબુ

સાબુ બે જાતના થાય છે. એક જાતના સાબુ લુગડાં ધોવામાં વપરાય છે અને બીજી જાતના શરીર સાફ કરવામાં વપરાય છે.

ધોવાના સાબુ કઠણ હોય છે અને શરીરે ચોળવાના ઘણાખરા પોચા ને સુગંધિદાર હોય છે. ધોવાના સાબુ કપડવંજ, પ્રાંતિજ, ને અમદાવાદમાં સારા બને છે.

સાબુ શેના બને છે તે જાણો છો? સાબુ બનાવવાની એક રીત કહું છું, તે સાંભળો.

સોડા નામનો એક જાતનો ખાર છે, તેની મેળવણી તેલની સાથે કરવાથી સાબુ બને છે. તેલને ઠેકાણે ઢોરની ચરબી પણ વપરાય છે.

આપણે ઘેર સાબુ બનાવી શકીએ એવી સાબુ બનાવવાની સાદી રીત નીચે પ્રમાણે છેઃ—

સોડા, કોપરેલ, ને પાણી નીચેના પ્રમાણમાં લેવાંઃ-

કોપરેલ શેર ૧
સોડા રૂપીઆભાર ૬
પાણી રૂપીઆભાર ૧૪

સોડાને તપેલીમાં નાખવો. તેમાં પાણી નાખી લાકડી વડે હલાવવું, એટલે તે ગરમ થશે. હાલ ઘાલવો નહિ. હાથ ઘાલવાથી દઝાશે. આ પાણી રાત રહેવા દઈ ઠંડું પાડવું. કોપરેલને ગાળવું. એ કોપરેલમાં સોડાવાળું પાણી, ધીમે ધીમે, પાએક કલાક થાય એમ, રેડવું. હલાવતા જવું ને રેડતા જવું. પછી તેને થાળીમાં પાથરી દેવું, એટલે થાળીમાં સાબુ તૈયાર થશે. તેને કાપીને જોઈએ તેવાં ચોસલાં કરવાં.

તેલમાં રંગ અને સુગંધિદાર પદાર્થ નાખવાથી રંગિત અને સુગંધિદાર સાબુ બનશે.

કેટલાક સાબુમાં કાર્બન નામનો પદાર્થ નાખે છે. ખસ, દરાજ, કે એવા ચામડીના રોગ થયા હોય તો કાર્બનવાળો સાબુ ચામડી સાફ કરવામાં વપરાય છે.

કોપરેલને ઠેકાણે અળસીનું તેલ અને દિવેલ પણ વપરાય છે.

---

## પાઠ ૨૮મો

### ધીરજનાં ફળ મીઠાં છે.

એક વરસ વરસાદ ન વરસવાથી ભારે દુકાળ પડ્યો. અનાજ બહુજ મોંઘું થયું અને ગરીબગરબાં ભૂખે મરવાં લાગ્યાં.

તે સમયે એક શહેરમાં એક તવંગર પુરુષ રહેતો હતો. તે પોતાનું ધન પરોપકારી કામમાં વાપરવામાં આનંદ માનતો. ઉદાર પુરુષો બીજાના સુખ માટે પોતાનો પૈસો વાપરતાં અચકાતા નથી. ધન્ય છે એવા દાતારને ! પારકાનું ભલું કરવામાં પૈસો વાપરવો એ પૈસાનો ઉત્તમ ઉપયોગ છે.

આ સખી દાતારે સદાવ્રત ખોલ્યું અને બધાં ભૂખે મરતાંને દરરોજ દાણા વહેંચવાનો હુકમ કર્યો. તેના ઘર આગળ રોજ ભિખારીની મોટી ઠઠ ભેગી થતી અને દાણા લેવા માટે પડાપડી થતી. આ ટોળામાં એક મણી નામની છોકરી હતી. બીજાં બધાં ભિખારી પોતાનો ભાગ લઈ ઘેર જાય પછી તે છેલ્લી માગવા જતી. આથી તેને ભાગે થોડામાં થોડા દાણા આવતા.



આઠદસ દહાડા આ પ્રમાણે ચાલ્યાં કર્યું. મણીને ભાગે રોજ થોડા દાણા આવે પણ તે કોઈ પણ દિવસ ધક્કો મારી આગળ ધસતી નહિ.

આ વાત તે તવંગર પુરુષને કાને ગઈ. એક દિવસ તેણે છેલ્લા વહેંચવાના દાણામાં સોનાની બે ગેણી મૂકી. હમેશની માફક પોતાનો ભાગ લેવા મણી છેલ્લી ગઈ, એટલે હમેશની પેઠે તેને ભાગે થોડા દાણા આવ્યા. ઘેર જઈ તેણે તે પોતાની પોટલીમાંથી ઠાલવ્યા તો તેમાંથી બે સોનાની ગેણી નીકળી. તે ગેણી તે શેઠને

ઘેર પાછી આપવા ગઈ. તે ઉદાર શેઠ તેની સાચાઇથી તેના પર બહુ રાજી થયો અને તેને બીજી બે ગેણી આપી.

ધીરજનાં ફળ મીઠાં છે. પરમેશ્વર ધીરાં ને સાચાં આણસને તેમના સદ્ગુણનો બદલો આપ્યા વિના રહેતો નથી.

દ્રુતવિલંબિત

ધિરજ ધારિ સદા સતને ચહો,
નવ કદાપિ જુઠાણમહીં રહો;
પ્રભુકૃપાકિરણોથિ વિરાજશો,
જગતમાં બહુ મોટપ પામશો.

---

## પાઠ ૨૯મો

### ઘેટું અને બકરૂં

બકરૂં તો તમે બધાંએ જોયુ હશે અને ઘેટું પણ કેટલાંકે તો જોયુંજ હશે.

પ્રાણીઓમાં ગાય અને ભેંસ આપણને ઘણાં ઉપયોગી છે. તે આપણને દૂધ આપે છે. એ આપણો પોષક ખોરાક છે અને એનાં દહિં, માખણ, ઘી, વગેરે ખાવાના પદાર્થો બને છે, તે તમે શીખી ગયાં છો. જેમ ગાયભેંસ આપણું પોષણ કરે છે તેમ ઘેટું ટાઢથી આપણું રક્ષણ કરે છે. એનાં ઊનનાં પહેરવાનાં વસ્ત્ર

અને ઓઢવાની ધાબળી બને છે.



તમે ગાય ને ઘેટું એ બેને સાથે જોશો તો એ બે ઘણી રીતે મળતાં છે, એવો વિચાર તમને ભાગ્યેજ આવશે; પણ એ બે ઘણી રીતે મળતાં છે.

ગાય અને ઘેટું, બંને ઘાસ ખાય છે. બંનેની ખાવાની રીત સરખી છે. બંને વાગોળે છે. એકેને ઉપલા જડબામાં આગલા દાંત નથી. બંનેને પગે ફાટવાળી ખરી હોય છે. બંનેને દરેક પગે ચાર આંગળાં હોય છે; બે મોટાં આંગળાં આગળ હોય છે ને બે નાનાં આંગળાં પાછળ હોય છે. તેઓ બંને બે આગલાં આંગળાં પર ચાલે છે. બંને ઘણે ભાગે ખેતરોમાં રહે છે. બંને એવાં તો ગરીબ છે કે તેમની સામે એક નાનો કુતરો ભસતો આવે તો બીને નાસી જાય છે. આપણામાં જે ઘણું રાંકડું હોય છે તેને આપણે ગાય જેવું ગરીબ કે બકરી જેવું ગરીબ કહીએ છીએ.

ઘેટું આશરે ત્રણ ફૂટ ઊંચું હોય છે. તેના પગ પાતળા પણ મજબૂત હોય છે. તેની પૂંછડી લાંબી હોય છે. પણ તે બાળક હોય છે ત્યારે ભરવાડ તેને કાપી ટૂંકી કરે છે. તેનું માથું નાનું ને લાંબું, અણીઆળું હોય છે. ગાય શીંગડાં મારે છે, ઘેટું માથું ને શીંગડાં, બંને મારે છે. તેની આંખ ઝીણી, ઊંઘટ્ટી જણાય છે. તે તેના માથાની બે બાજુએ હોય છે. તેના કાન નાના હોય છે ને તે વારંવાર હલાવ્યા કરે છે. તેનાં આંખ ને કાન, બંને તીવ્ર હોય છે.

ગાયની પેઠે ઘેટાને પણ ટોળામાં રહેવું ગમે છે. સરદાર ઘેટું જેમ જાય તેમ બીજાં બધાં ઘેટાં તેની પાછળ ચાલ્યાં જાય છે. એક માણસ વર્તે તેમ બીજાં વગર વિચારે વર્તે તો આપણે કહીએ છીએ કે એ તો ગાડરીઓ પ્રવાહ છે. ગાડર એટલે ઘેટું.

કદમાં બકરૂં લગભગ ઘેટાના જેવડું હોય છે. ઘેટાંને શરીરે ઊન હોય છે; પણ બકરાંને શરીરે વાળ હોય છે. બધાં બકરાંને સરખા વાળ હોતા નથી. કેટલાંકના વાળ બરડ ને ખરબચડા અને કેટલાંકના રેશમ જેવા સુંવાળા હોય છે. કાશ્મીર તરફનાં બકરાંના વાળ સુંવાળા હોય છે, તેની શાલ બને છે.

બકરાંનું માથું, દાંત, પેટ, ને પગ ઘેટાંનાં એ અંગોનાં જેવાંજ હોય છે. પણ બકરો ઘણો બહાદુર



ને લડકણો હોય છે. ઘેટાં કે બકરીના જેવો તે બીકણ નથી. શત્રુને મારવામાં તે પોતાના માથાનો ઉપયોગ કરે છે.

વગડાઉ બકરા ઊંચી ટેકરીઓ પર રહે છે. ઊભા ચઢાવવાળી ટેકરી પર પણ તેનો પગ ઠરે છે ને તે એક ખડકથી બીજા ખડક પર સહેલથી કૂદકો મારે છે.

બકરૂં બધી જાતનાં ઘાસ, પાંદડાં, અને ડાળીઓ ખાય છે. આપણામાં કહેવત છે કે 'ઊંટ ન મેલે આકડો ને બકરી ન મેલે કાંકરો.'

---

## पाठ ३०मो

### कविता ने नीति

**मनहर**

बाळक पीए तो तेने ज्ञानबळ बहु वधे,
जुवान पीए तो छक ऊतरे जुवानीनो,

वृद्ध जो पीए तो तेने हिंमत ने जोर वधे,
उपजावे अंतरमां रस सोळ आनीनो. २

सतीओ पीए तो तेने सतनो मारग सूझे,
सुधारस सम नारी मोटी अने नानीओ,
सुकविता कोइने न होय अवगुणकारी,
दोष न देखाय जेमां जरिये नादानीनो. २

शार्दूलविक्रीडित

कीर्ति काव्यथकी मळे वळी मळे प्रीति प्रजानी घणी,
नीतिनो पण बोध शुद्ध कविता आपे अनीति हणी;
आनंदामृत काव्यना कथनमां ज्ञाता जनोने जडे,
जे जाणे कवितानि जुक्ति समजी ते भोग्य तेने पडे. ३

इंद्रवज्रा

बेटी बहेनो पितु भ्रात पासे,
जे बोलतां बोल बहू लजाशे,
एवूं लखे ते कहिये अनीति,
रूडा जनोनी नहि एवि रीति. ४

दलपतराम

---

# પાઠ ૩૧મો

## આપણા મુસલમાન ભાઈઓ

આપણા દેશમાં મુસલમાનોની મોટી વસ્તી છે. આખી વસ્તીનો લગભગ પાંચમો ભાગ મુસલમાનોનો છે.

લગભગ સાડી નવસેં વર્ષ પર તેમણે અફગાનિસ્તાનમાંથી આવી હિંદુસ્તાન પર ચઢાઈ કરવા માંડી. ધીમે ધીમે તેમણે દેશનો ઘણો ભાગ જીતી લીધો. દેશ જીતતા ગયા તેમ તેમ વધારે વધારે મુસલમાનો આપણા દેશમાં આવી વસવા લાગ્યા. હાલ હિંદુસ્તાન હિંદુઓનો દેશ છે તેમ મુસલમાનોનો પણ છે. દેશના ભલામાં બંનેનું ભલું સમાએલું છે. મુસલમાનો આપણા ભાઈઓ છે. એમની તરફ આપણે ભાઈના જેવો પ્રેમ રાખવો જોઈએ.

મુસલમાન રાજાઓએ મોટાં મોટાં શહેરો વસાવ્યાં છે ને તેને મજબૂત કોટોથી શોભાવ્યાં છે. તેમણે ભવ્ય મસ્જિદો ને રોજા બાંધ્યાં છે, તેમાં પત્થરની કોતરણી જોવા લાયક છે. અમદાવાદમાં જુમા મસ્જિદ ને શાહ આલમનો રોજો જોશો તો તેમાં દરેક જાળીની કોતરણી જુદી ને ખુબીદાર માલમ પડશે.

મુસલમાન ધર્મના સ્થાપનાર હજરત મુહંમદ પેગંબર હતા. તેઓ ઇ. સ. ૫૭૦માં મક્કામાં જન્મ્યા હતા. ઈશ્વર એક છે અને તે અલ્લાહ છે એવો તેમણે બોધ કર્યો.

મૂર્તિ પૂજનારાઓને મુસલમાનો ધિક્કારે છે. તેમના ધર્મ પ્રમાણે તેમની મુખ્ય ફરજ પાંચ છેઃ–૧. ખુદા એક છે અને હજરત મુહંમદ તેના રસૂલ છે એવા

અર્થનું અરબી વાક્ય ભણવું ને માનવું; ૨. દરરોજ બંદગી કરવી; ૩. ખૈરાત કરવી; ૪. રમઝાન મહીનામાં ઉપવાસ કરવો; અને ૫. મક્કાની હજ્જ એટલે જાત્રા કરવી.

ધર્મચુસ્ત મુસલમાનો દહાડામાં પાંચ વાર નમાજ પઢે છેઃ—૧. સૂર્ય ઊગ્યા પહેલાં; ૨. બપોરે; ૩. ત્રીજા પહોર પછી; ૪. સૂર્ય આથમ્યા પછી તરત; અને ૫. રાતે. નમાજ કરતા પહેલાં તેઓ હાથ, પગ, કાન, ને મોં ધુએ છે. બંદગી કરતી વખતે તેઓ પોતાનું મોં મક્કાની દિશા તરફ રાખે છે.

હિંદુઓને જેવું કાશી તેવું મુસલમાનોને મક્કા શરીફ છે. મક્કામાં કાબા નામનું મોટું બાંધકામ છે, તેમાં એક પવિત્ર કાળો પત્થર છે, તેની જાત્રાળુઓ સાત પ્રદક્ષિણા કરે છે. હઝરત આદમ, જેઓ માનવીમાં સહુથી પહેલા ઉત્પન્ન થયા હતા, તેઓ આ પત્થર સ્વર્ગમાંથી લાવ્યા હતા એમ મુસલમાનો માને છે. આથી એ પવિત્ર ગણાય છે. ઝમઝમ નામનો મક્કાની પાસે ઝરો છે, તે પણ પવિત્ર મનાય છે. હાજી લોકો તેમાંથી પાણી ભરી લાવે છે.

કુરાન એ મુસલમાનોનું ધર્મપુસ્તક છે. દારૂ પીવાની અને વ્યાજ લેવાની એમાં મના કરી છે.

મુસલમાન શબ્દનો અર્થ અલ્લાહની ઇચ્છાને તાબે થનાર એવો થાય છે. શુક્રવાર તેમનો આરામનો દિવસ છે. તેમનામાં સંધ્યાકાળ પછી તારીખ બદલાય છે. આથી તેઓ ગુરુવારની રાતને શુક્રવારની ગણી જુમેરાત કહે છે. મુસલમાન લોકોનો ઘણો ભાગ ગરીબ અને કેળવણીમાં પછાત છે.

મુસલમાન લોકોમાં શીઆ અને સુન્ની એવા બે પંથ છે. હિંદુસ્તાનના મુસલમાનો મોટે ભાગે સુન્ની છે. શીઆ લોકોની મોટી વસ્તી લખનૌમાં છે. ઇરાનના મુસલમાનો શીઆ છે. શીઆઓ માત્ર હઝરત અલીનેજ ખલીફા તરીકે માને છે. સુન્નીઓ હઝરત અબુબકર, હઝરત ઉમર, હઝરત ઉસમાન, અને હઝરત અલી, એમને અનુક્રમે ખલીફા તરીકે માને છે.

---

## પાઠ ૩૨મો

### ઝાડનાં મૂળ, ભાગ ૧લો

શિક્ષક—પ્રિય બાળકો, તમે ઝાડનો પાઠ શીખી ગયા છો. બોલો, ઝાડને કેટલા ભાગ છે ?

છોકરાં—ગુરુજી, ત્રણ; મૂળ, થડ, ને પાંદડાં.

શિક્ષક—બરાબર. જુઓ હું મૂળ ખોદી કાઢું છું. આ એની સાથે શું વળગ્યું છે ?

છોકરાં—સાહેબ, માટી જેવું દેખાય છે.

શિક્ષક—ખરી વાત. તમે જુઓ છો કે મૂળ જમીનમાં ઊગે છે. એ પોતાનો ખોરાક જમીનમાંથી મેળવે છે. જુઓ. આ બધી નિકોરી કરી છે, તેમાં થઈને પાણી વહે છે. એ રીતે ઝાડને પાણી પવાય છે. કેટલેક ઠેકાણે માળી ડોલ વડે ઝાડનાં મૂળ આગળ પાણી રેડે છે. આ રીતે મૂળને ખોરાક ને પાણી મળે છે. આપણા શરીરમાં છિદ્ર છે, તેમ મૂળમાં પણ ઘણાં ઝીણાં છિદ્ર છે, તેની મારફત તે જમીનમાંથી પાણી પીએ છે. જેમ પાણીમાં ખાંડ ઓગળી જાય છે, તે નજરે દેખાતી નથી, સ્વાદથીજ જણાય છે; તેમ પાણીમાં માટી ઓગળી જાય છે, તે દેખાતી નથી. આ રીતે મૂળને ખોરાક ને પાણી મળે છે ને તે જમીનમાં ફેલાય છે. જુઓ. મૂળ કેવું ફેલાએલું છે ? આ શું છે ?

છોકરાં—સાહેબ, એ દોરીઓ જેવું દેખાય છે.

શિક્ષક—ખરી વાત છે. જેમ થડ ઉપર વધતું જાય છે, તેમ મૂળ અંદર વધતું જાય છે. જેમ થડને ડાળી ફૂટે છે, તેમ મૂળને પણ ફૂટે છે. એ બધી ડાળીઓ જમીનને સજ્જડ વળગી રહે છે. આથી પવનનો સાધારણ ઝપાટો ઝીણી ડાળીઓને ને પાંદડાંને તોડી નાખે, પણ તે ઝાડને મૂળમાંથી ઉખેડી નાખતો

નથી. આ રીતે મૂળ ઝાડને સજ્જડ કરે છે. હવે હું આ ઝાડના મૂળનો થોડો ભાગ ખોદી કાઢું છું. એ મૂળ કેવું દેખાય છે? રસૂલ, તું કહે.

રસૂલ—સાહેબ, એ મૂળ તો જાડું ને નક્કર છે.

શિક્ષક—ખરૂં, એ વિષે વધારે કાલે સમજાવીશ.

---

## પાઠ ૩૩મો

### ઝાડનાં મૂળ, ભાગ ૨જો

શિક્ષક—કાલે તમને એક ઝાડનું મૂળ બતાવ્યું હતું, તે કેવું હતું? યાદ છે? સોરાબજી, તું કહે.

સોરાબજી—સાહેબ, તે જાડું ને નક્કર હતું.

શિક્ષક—ખરૂં. મોટાં ઝાડને ચીકણાં, નક્કર મૂળ હોય છે. તેને દરેક દિશા તરફ ડાળીઓ ફૂટે છે ને તેનાં નાનાં મૂળ થાય છે. જ્યાં તેને જોઈતો ખોરાક મળે છે તે તરફ તે ફેલાય છે. દોરીવાળા મૂળના છોડ એકજ ઋતુ જીવે છે. નક્કર ને જાડા મૂળવાળા છોડો શિયાળામાં મરી જતા નથી. મૂળનો જાડો ભાગ છોડાનો ખોરાક છે. જ્યારે જમીનમાંથી બીજો ખોરાક મળતો નથી ત્યારે એ ખોરાક પર છોડા જીવે છે. વસંત ઋતુમાં એવા છોડાને નવાં પાંદડાં આવે છે.

આ જુઓ. ઝાડની છાલ પર એ છોડે મૂળ ઘાલ્યું છે ને તેમાંથી રસ ચૂસે છે. આમ કેટલાક છોડાનાં મૂળ જમીનને અડકતાં નથી. વળી કેટલાક છોડો ઝાડમાં ઊગે છે, પણ તે તેમાં મૂળ ઘાલતાં નથી કે તેમાંથી પોષણ લેતાં નથી. તે હવા પર જીવે છે. બોલો, ગમે તે છોડને ગમે તે ઠેકાણે રોપીશું તો તે ઊગશે? છગન, તું જવાબ દે.

છગન—સાહેબ, કેમ ન ઊગે? ત્યાં પણ એને પાણી પવાય તો એ ઊગે. જમીનમાંથી ત્યાં પણ એને ખોરાક તો મળશે.

શિક્ષક—વિચાર કરશો તો જણાશે કે તમારો જવાબ બરાબર નથી. માણસોને જેમ જુદો જુદો ખોરાક રુચે છે ને પોષક થાય છે, તેમ ઝાડોને પણ જુદી જુદી જમીન માફક આવે છે. તેમને જોઈતું પોષણ બધી જમીનમાંથી મળતું નથી. એક જાતની જમીન કરતાં બીજી જાતની જમીન તેમને વધારે માફક આવે છે. વળી દરેક છોડને સરખો ખોરાક જોઈતો નથી. જોઈતો ખોરાક ન મળવાથી છોડો કરમાઈ જાય છે. આથી ખેડુતો જુદે જુદે વખતે જુદો જુદો પાક ઉતારે છે. જો અમુક ખેતરમાં તેઓ દરેક વર્ષે અનાજનાં બી રોપે, તો પાક ઓછો ઓછો થાય, અનાજને જોઈતો ખોરાક

વપરાઈ જાય, અને આખરે છોડ ભૂખે મરે. જમીનને ફળદ્રૂપ કરવા જુદી જુદી જાતનાં ખાતર વાપરવાં પડે છે.

---

## પાઠ ૩૪મો

### આપણા પારસી ભાઈઓ

જેવા મુસલમાન આપણા ભાઈઓ છે, તેવા પારસીઓ પણ છે. એમનો મૂળ દેશ ઇરાન છે. ઇ.સ. ૬૪૦માં ઇરાનના શહેનશાહ યઝદેઝર્દને આરબોએ ગાદી ઉપરથી ઉઠાડી મૂકયો અને ત્યાંના વતનીઓને મુસલમાન કરવા માંડયા. આ જુલમને લીધે ઘણાખરા પારસીઓ પોતાના ધર્મની ખાતર હિંદુસ્તાનમાં આવીને વસ્યા.

પ્રથમ તેઓ મુંબઈ પાસે સંજાનમાં રહ્યા. ત્યાંના રાજાએ તેમને આશ્રય આપ્યો. પછી તેઓ નવસારી, વરીઆવ, ભરૂચ, વગેરે ગુજરાતના ભાગોમાં ને બીજે ફેલાયા.

હાલ તેમની વસ્તી આશરે એક લાખ માણસની છે. તેમાંનો મોટો ભાગ મુંબઈમાં વસેલો છે.

પારસી લોકો ઘણા બુદ્ધિશાળી અને મોટા મનના છે. તેઓ કેળવણીમાં તેમજ વેપારરોજગારમાં બહુ

આગળ પડતા છે. કેળવણીને ઉત્તેજન આપવામાં તેમજ ધર્માદા કામમાં તેમની સખાવત ઠેકાણે ઠેકાણે જાહેર છે. સર જમશેદજી જીજીભાઈ અને દિનશા માણેકજી પિટિટની સખાવતો પ્રખ્યાત છે. હિંદના દાદા દાદાભાઈ નવરોજજી ને સર ફિરોઝશાહ મહેરવાનજી મહેતા જેવા નરરત્ન તેમનામાં થયા છે, તેમણે આપણા દેશને જેબ આપી છે. ટાટા ભાઈઓએ લોઢાનાં ને વીજળીનાં જંગી કારખાનાં કાઢ્યાં છે.

પારસીઓ બહુ સાહસિક છે. વેપાર ને કેળવણીને અર્થે તેઓ દૂર દેશ જતાં ખંચાતા નથી. તેઓમાં તવંગર અને કેળવાએલા પુરુષોમાં ખાનદાની અને ઉદારતા ખુલ્લાં જણાઈ આવે છે. તેઓ વિદ્યાને ઉત્તેજન આપે છે અને ગરીબ તરફ દયાભાવ દર્શાવે છે.

પારસી ધર્મના સ્થાપનાર અશો પેગંબર જરથોસ્ત હતા. તેમનો જન્મ ફરવરદીન મહીનાને છઠ્ઠે દિવસે એટલે ખોરદાદ રોજે થયો હતો. એકજ ઈશ્વર છે અને તે અહુરમઝદ છે, એમ તેઓ માને છે.

દાદાર અહુરમઝદ પ્રકાશનું મૂળ હોવાથી સૂર્ય, ચંદ્ર, અને અગ્નિ એ પ્રકાશનાં ચિહ્ન છે. અગિયારીમાં પવિત્ર અગ્નિ હમેશ રાખવો જોઈએ. એને અપવિત્ર કરવો એ મોટું પાપ છે. અધ્યારૂઓ પણ ચહેરો અર્ધો ઢાંકી તેની પાસે જાય છે અને પવિત્ર સાહિત્યથીજ

તેને સ્પર્શી કરી શકે છે.

તેમની ધર્મક્રિયા ઝંદ ભાષામાં થાય છે, તે હિંદુઓની સંસ્કૃત ભાષાને બહુ મળતી છે. હિંદુઓની પેઠે તેઓ પણ મનશાની, ગવશાની, અને કુનશાની, એટલે મનની, વાણીની, અને કર્મની પવિત્રતામાં માને છે. આપણાં મન, વાણી, અને આચરણ પવિત્ર અને એકસરખાં રાખવાં એ ઉત્તમ નીતિ છે.

પારસી ધર્મ પ્રમાણે પોતાની જાતમાંજ લગ્ન થઈ શકે છે અને એક ઉપરાંત બીજી સ્ત્રી કરી શકાતી નથી.

પારસીઓ સ્વચ્છતા જાળવવા જુદા જુદા નિયમો પાળે છે. તેઓ માથું ને પગ કદી ઉઘાડાં રાખતા નથી.

તેમના તહેવારનાં મુખ્ય લક્ષણ બંદગી, સખાવત, અને ધર્મસંબંધી ક્રિયા છે. ઉપવાસ પાળવાનો તેમનામાં રિવાજ નથી.

તેઓ શબને બાળતા કે દાટતા નથી, દોખમામાં મૂકે છે. તેઓ સ્વર્ગને બેહેસ્ત ને નરકને દોજખ કહે છે.

---

## પાઠ ૩૫ મો

### વરૂ અને શિયાળ

વરૂ અને શિયાળ, એ બંને પ્રાણીનાં ચિત્ર જોશો તો તમને માલમ પડશે કે બંને કુતરાની જાતનાં છે.



વરૂનો દેખાવ વિકરાળ, વગડાઉ, મોટા કુતરાના જેવો હોય છે. એનું શરીર લાંબું હોય છે; પૂંછડી લાંબી ને વાળથી ભરપૂર હોય છે. એનું માથું લાંબું ને ડાચા આગળ અણીદાર હોય છે. એના કાન લાંબા ને સીધા હોય છે અને આંખ કરડી ને વિકરાળ હોય છે.

વરૂના દાંત લાંબા ને મજબૂત હોય છે. એના આગલા દાંત ઘણા તીણા હોય છે. બીજાં પ્રાણીના કરતાં એ જુદી રીતે કરડે છે. એનાં જડબાં ને દાંત એવાં જબરાં હોય છે કે એ શિકારને મોંમાં ઘાલી કડાક દઈને તેના કકડા કરી નાખે છે.

એના પગ લાંબા હોય છે. કુતરાની પેઠે એને આગલે પગે પાંચ અને પાછલે પગે ચાર આંગળાં હોય છે.

વરૂ ઘણું ભુખાળું પ્રાણી છે. તે હમેશ ભૂખ્યું ને ભૂખ્યું જણાય છે. તે દરેક જાતના પ્રાણીનો શિકાર કરવા તૈયાર હોય છે. માણસ, ઘોડો, કુતરો, કે એવું જાનવર તેને હાથ ન આવે તો તે દેડકો કે જે કંઈ હાથમાં આવે તેનું ભક્ષ કરે છે. તે ઘણું ભૂખ્યું થાય છે ત્યારે રીંછ કે ભેંસ જેવા મોટા જાનવર પર પણ હુમલો કરતાં ચૂકતું નથી.

વરૂ ઘણું લુચ્ચું પ્રાણી છે. તે પકડાય છે ત્યારે તે મુડદાની પેઠે સૂઈ રહે છે. તે ઘણું સાવધ ને વહેમીલું છે. તેણે કંઈ જોયું કે સૂંઘ્યું ન હોય એવું તે જુએ છે કે તેનાથી બીએ છે ને દૂર રહે છે.



શિયાળનો દેખાવ પણ કુતરાના જેવો હોય છે. વરૂની પેઠે તેનું શરીર લાંબું ને પૂંછડી લાંબી ને ભરાઉ હોય છે. પણ તેના પગ ટૂંકા ને પાતળા હોય છે. તેનું માથું કંઈક ગોળ, કાન ટૂંકા ને સીધા, અને આંખ બિલાડીની આંખ જેવી તીવ્ર અને ચકચકતી હોય છે.

કુતરાની પેઠે તે શિકારને દાંત વડે પકડે છે. તેના દાંત તીણા ને અણીદાર હોય છે.

તે જમીનમાં ખાડો ખોદી દિવસે તેમાં ભરાઈ રહે છે ને રાતે શિકાર કરવા નીકળે છે. વરૂની પેઠે તે પણ શિકારી પ્રાણી છે ને માંસાહારી છે.

શિયાળ વરૂના જેવુંજ લુચ્ચું જાનવર છે ને પકડાય છે ત્યારે મુડદાની પેઠે પડી રહે છે. તમે 'ચતુર શિયાળ'નો પાઠ શીખી ગયા છો, તેમાં શિયાળની લુચ્ચાઈ તમે જોઈ છે.

---

## पाठ ३६मो

### आप समान बळ नहि.

दोहरो

सर्व काम म्हेनतथकी, करता होये लोक;
थाय सहाय सदा हरी, फळ नव थाये फोक. १

जे करि शकिये आपणे, करे न परबळ कोय;
"आप समान न बळ कंइ, मेघ समान न तोय." २

भाग्य भरूंसो राख नहिं, करजे म्हेनत मोट;
भाग्य लूलुं छे श्रम विना, धंधे आवे खोट. ३
थइ आळस जोरावरूं, धणी थाय तन मंन;
तजी देई झट तेहने, कर उद्यम सज्जंन. ४
सादुं काम करवातणी, इच्छा ज्यारे थाय;
तत्क्षण ते करवूं भलूं, नहिं तो तक वहि जाय. ५
दारिद्र दुखनो बाप ते, आळस समजी लेय;
ऊंघ व्हालि करवी नहीं, दारिद्र ताकी रेह. ६

शार्दूलविक्रीडित

मोटी होय इमारतो निमथकी बंधाति नित्ये पुरी,
थाये छे मुखपाठ ते निमथकी वांचेथि पोथी खरी;
विद्या ते पण आवडे निमथकी लक्षेज शीखेथकी,
संसारे वळि नीति उद्यमथकी थाये सुखोनी वकी. ७

नर्मद

---

# પાઠ ૩૭મો

## તાજી હવાની જરૂર

શિક્ષક—હવા વિના પ્રાણી કે વનસ્પતિ જીવી શકતાં નથી, એ તમે શીખી ગયાં છો. આપણી આસપાસ બધે હવા રહેલી છે. આ કળશીઆમાં હવા છે?

છોકરાં—હા, જી.

શિક્ષક—ખરી વાત. હવા ન હોય એવી કોઈ જગા નથી. આપણી ચારે તરફ તેમજ આપણી ઉપર ને નીચે, જે જગા આપણને ખાલી લાગે છે તે બધી જગામાં હવા રહેલી છે. જુઓ. પાણીથી ભરેલી કુંડીમાંથી હું આ ખાલી કળશીઓ ભરૂં છું. જે થાય તે જોજો. બોલો, શું થયું ?

છોકરાં—સાહેબ, કળશીઓ પાણીએ ભરાયો.

શિક્ષક—ખરૂં, પણ તેમ થતાં તમે કંઈ સાંભળ્યું ?

છોકરાં—હા, જી. ગુડગુડ અવાજ થતો સાંભળ્યો.

શિક્ષક—એ અવાજ શેનો થયો ?

છોકરાં—સાહેબ, અમારાથી સમજાતું નથી.

શિક્ષક—તમે જે જગાએ બેઠા છો ત્યાંથી ખસો નહિ તો તેજ જગાએ બીજા બેસી શકશે ?

છોકરાં—ના, સાહેબ.

શિક્ષક—ખરૂં કહ્યું. એકજ જગાએ, એકજ વખતે, બે વસ્તુ રહી શકતી નથી. કળશીઆમાંની હવાને બહાર હડસેલી કાઢી પાણી અંદર પેસે છે અને બહાર નીકળતાં હવા ગુડગુડ અવાજ કરે છે.

જુઓ, હવે કંઇક બીજું શિખવું છું. બોલો, તમારા શરીરમાં હવા કેવી રીતે જાય છે ?

છોકરાં—સાહેબ, નાકવાટે ને મોંમાંથી.

નવનીત—સાહેબ, કાનમાંથી ને શરીરનાં છિદ્રોમાંથી પણ હવા શરીરમાં જાય છે.

શિક્ષક—બરાબર. આપણે ઊંઘતા હોઈએ કે જાગતા હોઈએ, તોપણ દરેક પળે નાક ને મોં મારફત, તેમજ ચામડીનાં છિદ્ર મારફત, આપણે હવા લયાંજ કરીએ છીએ. તમને ચોકૂખી હવા લેવી ગમે છે કે ગંદી ?

છોકરાં—સાહેબ, ચોકૂખી. ગંદી હવાથી જીવ ફરી જાય છે.

શિક્ષક—ખરી વાત. તાજી સ્વચ્છ હવા લોહીને સુધારે છે ને ગંદી હવા લોહીને બગાડે છે. આપણા ઘરમાં કે ઘરની આસપાસ કોઈ પણ જાતની ગંદકી, એઠવાડ, કે કચરો હોય કે દુર્ગંધ મારતી નીકો વહેતી હોય તો તેથી આપણી તબીઅત બગડે છે. પાસેની હવા ગમે તેવી ખરાબ હોય તોપણ આપણે તે શ્વાસમાં લેવીજ પડે છે; માટે આપણે આપણા ઘરની ને આસપાસની હવા સ્વચ્છ રાખવી. હવાવાળા ને અજવાળાવાળા ઘરનું ચિત્ર આની પછીને પાને આપેલું છે, તે જુઓ.

તમને ઘણા માણસની ગરદીમાં લાંબો વખત રહેવું ગમે છે ?

છોકરાં—ના, જી. અમારૂં માથું દુઃખવા આવે છે ને

જીવ ગભરાય છે.



હવા અને અજવાળાવાળું ઘર

શિક્ષક—ખરી વાત. આપણા મોંમાંથી નીકળતી હવા સ્વચ્છ નથી. આથી જ્યાં ઘણાં માણસ ભેગાં થયાં હોય છે ત્યાંની હવા અસ્વચ્છ થાય છે. શહેર કરતાં બહારની હવા સ્વચ્છ હોય છે; કેમકે ત્યાં વસ્તી ઓછી હોય છે. સ્વચ્છ હવા લેવા માટે તનદુરસ્ત માણસને પણ રોજ શહેર બહાર ફરવા જવાની જરૂર છે.

---

## પાઠ ૩૮મો

### પારસી લોકોના તહેવારો

પારસી લોકોનો સહુથી મોટો તહેવાર પતેતી છે, તે વિષે તમે બીજા પુસ્તકમાં શીખી ગયા છો. બીજા મુખ્ય તહેવારો પણ જાણવા જેવા છે.

જરથોસ્ત ધર્મ મુજબ વર્ષના છ જુદા જુદા તબકામાં જગત્ પેદા કરવામાં આવ્યું છે. આ તબકાને ગંબાર કહે છે. વર્ષમાં છ ગંબાર આવે છે.

ગંબારના દિવસોમાં પારસીઓ પોતાના પૂર્વજોના રિવાજને અનુસરે છે. નાનામોટા, ગરીબતવંગર, બધા એકઠા થઈ દાદાર અહુરમઝદની પ્રાર્થના કરે છે અને ફળફળાદિ અને અન્ન ખાય છે. આ રીતે પરસ્પર પ્રેમ અને ભાઇચારો વધે છે.

૧લો ગંબાર પારસીઓના બીજા મહીના અરદી-બેહેસ્તના ૧૧માથી ૧૫મા દહાડા સુધી, એકંદર પાંચ દિવસ ચાલે છે. આ ગંબારમાં દાદાર અહુરમઝદે આકાશ પેદા કર્યું છે. એમાં ઝાડપાન આબાદ હોય છે.

૨જો ગંબાર ચોથા મહીના તીરને ૧૧મે દિવસે આવે છે ને તે ૧૫મા રોજ સુધી પળાય છે. આ ગંબારમાં દાદાર અહુરમઝદે પાણી પેદા કર્યું હતું. એમાં ખેતીવાડી ખીલે છે.

૩જો ગંબાર છઠ્ઠા મહીના શેહેરવરને ૨૬મે દિવસે બેસે છે ને ૩૦મા દિવસ સુધી ચાલે છે. એ દિવસો પાક એકઠો કરવાના ગણાય છે.

૪થો ગંબાર ૭મા મહીના મેહેરના ૨૬મા દિવસથી ૩૦મા દિવસ સુધી પહોંચે છે. એમાં દાદાર અહુરમઝદે ઝાડપાન ઉત્પન્ન કર્યાં છે.

પમો ગંબાર દે મહીનાના ૧૬મા દિવસથી ૨૦મા દિવસ સુધી પહોંચે છે. એમાં જાનવરો ઉત્પન્ન કર્યાં છે.

૬ઠ્ઠો ગંબાર વરસને અન્તે આવે છે. તે ગાથા ગંભાર કહેવાય છે. તે ઘણો પવિત્ર ગણાય છે. એ દિવસો ગાથાના દિવસ કહેવાય છે. એ મનુષ્યની ઉત્પત્તિનો સમય છે. એમાં પારસીઓ ગાથા એટલે પવિત્ર શ્લોકો પઠે છે. અધ્યારૂઓની પાસે તેઓ મરણ પામેલાના રૂહના કલ્યાણને માટે પ્રાર્થના કરાવે છે.

જમશેદી નવરોજ એ એક પ્રાચીન તહેવાર છે. એ ૨૧મી માર્ચે આવે છે. એ દિવસે સૂર્ય મેષ રાશિમાં જાય છે. પ્રાચીન ઇરાનીઓ એજ દિવસને બેસતા વર્ષનો દહાડો ગણતા. આ તહેવારનું નામ જમશેદ નામના મહાન્ પ્રાચીન ઇરાની પાદશાહના નામ પરથી પડયું છે. એ પાદશાહે પોતાના અમલમાં આફતાબી વર્ષ ચાલુ કર્યું અને સૂર્ય મેષ રાશિમાં સંક્રાંત થાય તે દિવસે મોટું જશન કરવાનું ફરમાવ્યું.

ખોરદાદ સાલ નામનો તહેવાર ફરવરદીન મહીનાને ખોરદાદ રોજે એટલે ૬ઠ્ઠે દિવસે આવે છે. પારસી પેગંબર જરથોસ્તના જન્મદિવસનો એ ઉત્સવ છે. પુરાણા જમાનાથી એ દિવસ ઘણો મોટો મનાય છે.

એ દિવસે ઘણા મોટા બનાવો બનેલા છે. એ દિવસે સવારસાંજ ધાર્મિક ક્રિયા કરાય છે અને બાકીનો દિવસ ખુશાલીમાં ગાળવામાં આવે છે.

---

## पाठ ३९मो

### घडपण

**धोळ**

घडपण केणे मोकल्युं, जाण्युं जोबन रहे सौ काळ;
घडपण केणे० १

ऊमर तो डुंगर थया रे, पादर थयां परदेश;
गोळी तो गंगा थई रे, अंगे उजळा थया छे केश;
घडपण० २

नानपणे भावे लाडवा रे, घडपणे भावे सेव;
रोज ने रोज जोइए राबडी रे, एवी वळि रे घडपणनी ए टेव;
घडपण० ३

आंखे तो सूझे नहीं रे, थर थर ध्रूजे काय;
खाधुं तो अन्न पचे नहीं रे, वळि बेठां तो नव रहेवाय.
घडपण० ४

नरसिंह महेता

---

# પાઠ ૪૦મો

## ઝાડનું થડ, ભાગ ૧લો



શિક્ષક—તમે ઝાડના ભાગ જાણો છો ને મૂળ વિષે પણ શીખી ગયા છો. બોલો, મૂળ અને થડમાં શો ફેર છે?

છોકરાં—સાહેબ, મૂળ જમીનની અંદર ઊગે છે અને થડ તેનો બહારનો ભાગ છે.

શિક્ષક—ઠીક. મૂળ અને થડ શું કામ કરે છે, તે જુઓ. તમે જાણો છો કે મૂળ જમીનમાંથી પ્રવાહી, પોષક ખોરાક ચૂસી લે છે અને થડને માર્ગે એ રસ ઝાડના

બધા ભાગોમાં ફેલાય છે. જેમ લોહી નાની નળીઓ-માંથી આપણા શરીરમાં ફરે છે ને આપણને પોષે છે; તેમ જમીનમાંથી જે પોષક રસ મૂળ મેળવે છે તે, થડની મારફત ઝાડના બધા ભાગમાં ફેલાય છે ને તેને પોષે છે. બધાં મૂળ સરખાં હોય છે? તુલસીદાસ, તું બોલ.

તુલસીદાસ—ના, સાહેબ. કેટલાંક મૂળ દોરીઓ જેવાં, રેસાવાળાં હોય છે ને કેટલાંક નક્કર ને કઠણ હોય છે.

શિક્ષક—ખરી વાત. બધાં મૂળ સરખાં હોતાં નથી. એજ પ્રમાણે બધાં થડ પણ સરખાં હોતાં નથી. તમે થડ તપાસશો તો તમને માલમ પડશે કે એનો એક ભાગ નરમ ને ગરવાળો છે અને બીજો ભાગ સખ્ત, રેસાનો ભરેલો, ને લાકડાવાળો છે. કેટલાંક ઝાડમાં નરમ, ગરવાળો ભાગ વધારે હોય છે અને કેટલાંકમાં સખ્ત, લાકડાવાળો ભાગ વધારે હોય છે. બધાં ઝાડ લાંબો વખત જીવે છે? મગન, તું ઉત્તર આપ.

મગન—ના, સાહેબ. કેટલાક ફૂલના છોડ અમુક ઋતુમાંજ જીવતા હોય છે. બીજી ઋતુઓમાં તે મરી જાય છે.

શિક્ષક—ખરી વાત. કેટલાંક ઝાડ એક વર્ષ જીવે છે. જે છોડોના થડમાં લાકડાનો ભાગ ઓછો હોય છે તે શિયાળામાં મરી જાય છે. કેટલાંકમાં, થડના જે

ભાગને ફૂલ આવે છે તે શિયાળામાં મરી જાય છે. પણ થડનો ખરો ભાગ જીવે છે ને વસંત ઋતુમાં તેમાંથી નવી ડાળી ફૂટે છે ને તેને ફૂલ આવે છે.

જે છોડમાં લાકડાનો ભાગ વધારે હોય છે, તે છોડ ઘણાં વર્ષ જીવે છે.

---

## પાઠ ૪૧મો

### ઝાડનું થડ, ભાગ ૨જો

શિક્ષક—કાલે, તમને થડ વિષે કેટલુંક શિખવ્યું. આજ થોડું વધારે શિખવું છું.

વડનું ઝાડ જુઓ. એમાંથી થડ નીકળે છે, તેનો કેટલોક ભાગ જમીન સુધી પહોંચે છે ને જમીનમાં મૂળ ઘાલી નવો છોડ ઉત્પન્ન કરે છે. વડની આ બધી ડાળીઓ લટકે છે, તે કેવી દેખાય છે ?

છોકરાં—સાહેબ, એ લાંબી ચોટલી જેવી દેખાય છે.

શિક્ષક—ખરૂં. એ જટા જેવી દેખાય છે. એને વડવાઈ કહે છે. કેટલાક જોગીઓ વેષધારી હોય છે. તેઓ જટા રાખી પવિત્રાઈનો ડોળ કરે છે, પણ તેમનાં મન શુદ્ધ નથી હોતાં. એવાને વિષે એક કવિએ કહ્યું છે કે

'જટા ધરે જગદીશ મળે, તો વડલા વૈકુંઠ જાય.'

જુઓ. થડનો આ એક કાપેલો કકડો છે. એની ઉપલી છાલ ઉખેડી નાખી છે. એ લાકડા પર તમે શું જુઓ છો ?

છોકરાં—સાહેબ, કુંડાળા, કુંડાળા જેવું દેખાય છે.

શિક્ષક—બરાબર. કેટલાંક થડ બહારથી વધે છે. એના વચલા ગલ ને ઉપલી છાલની વચ્ચે લાકડું હોય છે, તેને દરેક વર્ષે નવું પડ બંધાય છે. આ રીતે એના થડમાં બહારથી વધારો થઈ નવાં નવાં પડ થાય છે. આપણે થડને કાપી તેના વચલા ગરની આસપાસનાં કુંડાળાં તપાસીએ તો તે ઝાડ કેટલાં વર્ષનું છે તે કહી શકીએ; કેમકે દરેક વર્ષે એકેક કુંડાળું વધે છે.

હવે, જુઓ. ઝાડનાં થડ ઊંચાં, ઊભાં ચાલ્યાં જાય છે ને ઝાડને ટટાર રાખે છે. બધાં ઝાડ એવાં છે ? સોરાબજી, તું બોલ.

સોરાબજી—ના, સાહેબ. વેલાનાં થડ નબળાં છે. તેનાથી ટટાર રહેવાતું નથી. તેને બીજાં ઝાડની આસપાસ વિંટળાવું પડે છે.

શિક્ષક—ખરી વાત. કેટલાક વેલા સીધા જમીન પર દોડ્યા જાય છે. તેની ડાળીઓ જાળની પેઠે ગુંચવાય છે. તેથી ગાંઠા થાય છે, તેમાંથી નવી ડાળો ફૂટે છે.

# પાઠ ૪૨મો

## મુસલમાન તહેવારો

ઈદના બે તહેવાર વિષે તમે બીજા પુસ્તકમાં શીખી ગયા છો. બારા વફાતનો તહેવાર રબિઉલ અવ્વલ મહીનાને બારમે દહાડે પળાય છે. હઝરત મુહંમદ પેગંબરના સ્વર્ગવાસ પામવાની યાદગીરીમાં એ ઉત્સવ ઊજવાય છે. તેમજ પેગંબર સાહેબનો જન્મ પણ એજ મહીનાની એજ તારીખે થયો હતો, એમ સામાન્ય રીતે માનવું છે. એ દિવસે ઘરમાં તેમજ મસ્જિદમાં વિદ્વાનો મહાન્ હઝરતનાં સ્તુતિવાક્યો ગાય છે. આ રિવાજ એ મહીનાના બારે દહાડા ચાલે છે, પણ બારમો દહાડો ખાસ પવિત્ર મનાય છે.

શબે બરાત એ પૂર્ણ ચંદ્રનો ઉત્સવ છે. એ શાબાન મહીનાની પંદરમી રાતે પળાય છે. પાક મુસલમાનો એવું માને છે કે એ રાતે બધા મનુષ્યોનું આવતા વર્ષનું ભવિષ્ય નક્કી થાય છે. સુખ, દુઃખ, આરોગ્ય, માંદગી, બધું એ રાતે અલ્લાહ નક્કી કરે છે અને તે જીવન ને મરણના કિતાબમાં નોંધે છે. એથી એ રાતે દયા ગુજારવાને માટે અલ્લાહની બંદગી કરવામાં આવે છે.

શબે કદ્રની રાત એ રમઝાન મહીનાની એટલે રોઝા રાખવાના મહીનાની છેલ્લી દસમાંની એક રાત

છે. ઘણા જાણુ રમઝાન મહીનાની ૨૭મી રાતને શબે કદ્રની રાત તરીકે માને છે. એ રાત બધી રાત કરતાં મોટી ગણાય છે. એ રાતે હઝરત મુહંમદ પર્વતની ગુફામાં ખુદાના ધ્યાનમાં લીન થયા હતા, એવામાં એક દિવ્ય પુરુષ રેશમની તખતી સાથે એમની નજરે પડચા. તરતજ એમણે એક ગેબી અવાજ સાંભળ્યો કે ‘વાંચ’. તેમણે કહ્યું મને વાંચતાં આવડતું નથી. ફરી ગેબી અવાજ થયો કે ‘માલીકનું નામ લઈને વાંચ.’ તેમણે તે લેખ તરફ જોયું કે તરત તે ગેબી અવાજ બંધ થયો. તેમનું શરીર કંપવા લાગ્યું. ‘તું ખુદાતાલાનો પેગંબર છે’, એવા ગેબી શબ્દોના અવાજ તેમને સંભળાવા લાગ્યા. આ પ્રમાણે તેમને ખુદા તરફથી કુરાને શરીફ પ્રગટ થયું. ધીમે ધીમે તેમણે ઇસ્લામ ધર્મનો ઉપદેશ આપવા માંડયો. આ કારણથી આ રાતને મુસલમાન લોકો મોટી માને છે ને એ રાતે બધા મુસલમાનો પર્વ-દિગારના ગુણ ગાય છે. મસ્જિદોમાં રોશની થાય છે ને એ રાત બધા મુસલમાનો ઉત્સવ તરીકે પાળે છે.

---

## પાઠ ૪૩મો

### ભાઈબેન અને સારંગી, ભાગ ૧લો

પેમલો અને જીવી, એ બે ભાઈબેન, ભીખ માગી જેમ તેમ પોતાનું પૂરું કરતાં હતાં. પેમલો સારંગી

વગાડતો અને બંને જણાં સાથે ગાતાં ત્યારે લોકોનાં ટોળેટોળાં તેમની પાછળ વિંટલાઈ વળતાં અને તેમના પર પૈસાનો વરસાદ વરસતો. દિવસે ભીખ માગી રાતે કોઈને ઓટલે કે ઝાડ તળે તેઓ સૂઈ રહેતાં.

એક દિવસ થોડાંક અટકચાળાં છોકરાંએ તેમની સારંગી છૂંદી તેના તાર તોડી નાખ્યા. આથી તે બાપડાં ભાઈબેનનાં દુઃખનો પાર રહ્યો નહિ. સારંગી તેમનું જીવન હતું, તે નાશ પામ્યું. હવે શું કરવું ? રડતાં ને કકળતાં તેઓ વનમાં ગયાં અને થાક્યાં એટલે એક ઝાડ તળે બેઠાં. પ્રભુની પ્રાર્થના કરી તેઓ બોલ્યાં, હે નાથ, તુંજ અમારો બેલી છે. અમારૂં પેટ ભરવાનું એકનું એક સાધન ગયું. હવે અમારી શી ગતિ ! પેમલો બોલ્યો, હે ભગવન્, મારી પાસે જો એક જાદુઈ સારંગી હોય તો હું તે વગાડું ને લોકો તે સાંભળી નાચવા માંડે તો કેવી મઝા પડે !

તેઓ આમ વિચાર કરતાં હતાં એટલામાં વનદેવીએ તેમને દર્શન દીધું અને એક સુંદર સારંગી તેમને આપી, કહ્યું, પેમલા ! લે આ સારંગી. તું એ વગાડીશ એટલે લોકો મોહ પામી નાચવા માંડશે. જ્યાંસુધી તું નમ્ર રહીશ ત્યાંસુધી એ સારંગીને કોઈ કંઈ કરી શકનાર નથી. પણ તું અભિમાન ધરીશ કે તરતજ એના તાર તૂટવા માંડશે અને તે તૂટ્યા પછી કોઈથી સંધાશે નહિ. જીવી કહે

મારો ભાઈ કોઈ દિવસ ગર્વિષ્ઠ થાય એવો નથી. સારંગી આપી વનદેવી ગૂમ થઈ ગઈ. પ્રથમ તો ભાઈબેનને આ સમણા જેવું લાગ્યું. પણ તેમણે ખરેખરી સારંગી જોઈ ત્યારે તેમને એ વાતની ખાતરી થઈ.

સારંગી લઈ ભાઈબેન અગાઉની પેઠે ગામે ગામ ફરી ભીખ માગવા મંડયાં. આ જાદુઈ સારંગીનો મધુર સ્વર જેને કાને પડતો તે મોહ પામી તરત નાચવા લાગતો અને સારંગી બંધ થાય ત્યારેજ તે નાચતો રહેતો.



એક દિવસ એક મિઠાઈવાળાની દુકાન આગળ જઈ તેમણે રૂપીઓ આપી મિઠાઈ માગી. દુકાનદારને લાગ્યું

કે આ ભિખારીની પાસે રૂપીઓ ક્યાંથી ? એ કંઈથી ચોરી લાવ્યો હશે. પેમલાએ વિચાર્યું કે ગાયન કરી બતાવ્યા વિના એને ખાતરી નહિ થાય. એણે સારંગી વગાડી અને બંને ભાઈબેને ગાવા માંડ્યું. ગાયન શરૂ થતાંજ તે દુકાનદાર અને તેની સ્ત્રી, બંને નાચવા મંડ્યાં અને નાચીનાચીને થાક્યાં ત્યારે બોલી ઊઠ્યાં કે તમે બંને દુકાનમાં આવો, મનમાનતું ભોજન કરો, અને અહિંજ સૂઈ રહો. હવે ગાવાનું બંધ કરો.

એક દિવસ ભાઈબેન ગાતાં હતાં ને લોકોની મોટી મેદની ભરાઈ હતી, એટલામાં રાજાની સવારી ત્યાંથી જતી હતી. રાજા આ જોઈને ચકિત થયો. તેણે પેમલાને અને જીવીને પૂછ્યું, તમે મારા મહેલમાં રહેશો ? હું તમને છોકરાંની પેઠે પાળીશ. તેમણે ખુશીથી તે કબૂલ કર્યું.

---

## પાઠ ૪૪મો

### ભાઈબેન અને સારંગી, ભાગ રજો

પેમલો અને જીવી ભિખારી મટી રાજમહેલવાસી થયાં. તેમનું જીવન ફરી ગયું. હવે તેમને દરેક પ્રકારનું સુખ મળવા લાગ્યું. કોઈ પણ પ્રધાન રાજાની મરજીની વિરુદ્ધ વિચાર બતાવે કે રાજા પેમલાને બોલાવે. ગાયન

શરૂ થાય કે પ્રધાન નાચવા માંડે, પેમલા પર પાવલાં–બેઆનીનો વરસાદ વરસે, અને પ્રધાન રાજાનું કહ્યું તરત કબૂલે.

આમ કેટલાંક વર્ષ ચાલ્યાં ગયાં. રાજકુંવરની ઇચ્છા જીવી સાથે લગ્ન કરવાની થઈ. રાજાને એ વિચાર ગમ્યો નહિ. તેણે કુંવરને કહ્યું, તું ભિખારણને પરણે એ તને શોભે! તેણે પેમલાને બોલાવીને કહ્યું, તમારે ભાઈબેને મહેલ છોડી ચાલ્યાં જવું. પેમલાએ કહ્યું, રાજાજી, વિચાર કરો. આ શું બોલો છો? એમ કહી તેણે સારંગી વગાડવાનું શરૂ કર્યું, એટલે રાજા નાચવા લાગ્યો. તે ગભરાયો અને રાજકુંવરને જીવી સાથે પરણવાની તેણે રજા આપી.

પેમલાને ગર્વ ઉત્પન્ન થયો. તે બોલ્યો, મારી સારંગી વગર તમારો છૂટકો ક્યાં છે? આ ગર્વની વાણીથી સારંગીનો એક તાર તડાક દઈને તૂટી ગયો. પેમલાએ તેવો બીજો તાર મેળવવાને ઘણાં ફાંફાં માર્યાં, પણ તેનું કંઈ વળ્યું નહિ. એ તાર તૂટયો તે તૂટયો.

થોડા દિવસ રહીને જીવીએ પેમલાને કહ્યું, ભાઈ, હાલનો તું મારી સાથે બોલતો નથી. તે બોલ્યો, બેન! મારા જેવા ઉત્તમ ગવૈયાના વિચાર ઊંચાજ રહે છે. આ ગર્વથી સારંગીનો બીજો તાર તૂટી ગયો. રાજાએ કહ્યું, સારંગીના ચાર તારને બદલે બેજ દેખાય છે. બે

ક્યાં ગયા ? પેમલાએ કહ્યું, મેં તોડીને ફેંકી દીધા. મારા જેવા કાબેલ ગવૈયાને બેજ તાર બસ છે. આમ તે બોલ્યો એટલે બાકીના બે તાર પણ તૂટી પડ્યા. પેમલો સમજ્યો કે હવે મારૂં આવી બન્યું છે; હવે અહિં રહેવામાં માલ નથી.

આમ વિચારી પેમલો મહેલ છોડી ચાલ્યો ગયો. જે ઝાડ આગળ વનદેવીએ તેને જાદુઈ સારંગી આપી હતી ત્યાં તે ગયો. તેણે વનદેવીની પ્રાર્થના કરી. દેવીએ દર્શન દીધું, તેને તેણે કહ્યું, માતા! તું આ સારંગી



લઈ લે. હું એને લાયક નથી. મને યોગ્ય શિક્ષા થઈ છે. દેવી દયાળુ હતી. તેણે કહ્યું, હું બે વરદાન આપું છું. એક વરદાન તને અપાઈ ચૂક્યું છે; માટે એક બીજી વાર માગવું હોય તે માગ. તેણે પાછી જાદુઈ સારંગી માગી અને દેવી તેને તે આપી જતી રહી.

પેમલો પહેલાંની પેઠે ગામે ગામ સારંગી વગાડી પોતાનું ગુજરાન ચલાવવા લાગ્યો. ફરતાં ફરતાં જીવી જે શહેરમાં રહેતી હતી તે શહેરમાં તે આવ્યો. રાજા મરણ પામ્યો હતો, રાજકુંવર રાજા થયો હતો, ને જીવી રાણી થઈ હતી. દરબારમાં જઈ તેણે સારંગી વગાડી એટલે જીવીએ તેને ઓળખ્યો. તેણે તેને એકાંતમાં બોલાવ્યો. પેમલાએ પૂછયું, બેન! તું સુખી તો છે? જીવીએ કહ્યું, ના, ભાઈ! હું સુખી નથી. રાજા મને નીચ કુળની કહી નિંદે છે. આટલા બધા વૈભવ છતાં મને સુખ મળતું નથી; કેમકે તારા વિના ગમે તેવું સુખ પણ મને સુખ નથી. પછી જીવીએ પેમલાને પૂછયું, તું તો સુખી છે ને? પેમલાએ કહ્યું, ના, બેન! પૈસો તો મને મળે છે, પણ તેથી સુખ મળતું નથી. તું જેમાં ભાગ ન લે તે મને સુખજ નથી.

આમ વિચારી બંને જણાં તે શહેર છોડી ચાલ્યાં ગયાં.

જે સ્થિતિમાં જે ઊછર્યાં હોય તેજ સ્થિતિ તેમને અનુકૂળ પડે છે. કેટલાંકને સાદું જીવન વૈભવના જીવન કરતાં ઘણે દરજ્જે સારૂં લાગે છે.

# પાઠ ૪૫મો

## આપણો ખોરાક

માણસનું આવરદા સો વરસનું ગણાય છે. પણ હાલ એનું અર્ધું પણ આવરદા થોડાજ ભોગવવા ભાગ્યશાલી થાય છે. ઘણાખરા એ પહેલાંજ મૃત્યુને વશ થાય છે અને જીવે છે તો મુડદાલ જેવા જીવે છે. તેમના દાંત પડી ગએલા હોય છે. આંખનું તેજ જતું રહેલું હોય છે. શરીરમાં લોહીનો છાંટો જણાતો નથી. ચહેરો તદ્દન ફીકો હોય છે. આવા માણસ શા કામ કરી શકે? ચઢતી વયમાં પણ તેમનું શરીર આવું નબળું હોય તો ઘડપણમાં તેમની શી દશા!

શરીર નીરોગી હોય તો માણસ વધારે આવરદા ભોગવે. શરીર એક યંત્ર છે. યંત્રના ભાગ ઢીલા થાય તો તે બરાબર ચાલે નહિ. તેમ શરીરના અવયવ નબળા થાય તો બિમારી આપણા પર સહેલથી ચઢી બેસે.

એ બિમારી આપણાથી અટકાવાય કે નહિ?

આપણા શરીરનો આધાર માબાપનાં શરીર પર રહેલો છે. માબાપ પુષ્ટ હોય છે તો છોકરાં પુષ્ટ હોય છે; અને માબાપ નબળાં કે રોગી હોય છે તો છોકરાં પણ તેવાંજ થાય છે.

પરંતુ આપણે જન્મથી દૂબળાં હોઈએ તોપણ ઉદ્યોગથી, કસરતથી, ખાવાપીવામાં માવજત રાખવાથી, અને નીમથી કામ કરવાની ટેવથી આપણે શરીર સુધારી શકીએ છીએ અને તનદુરસ્તી જાળવી શકીએ છીએ.

કેટલાંક માણસો ખાવાપીવામાં પોતાનાં શરીરની શક્તિનો વિચાર કરતાં નથી. જીભને સારૂં લાગે તે તેઓ ખાય છે; તે વિકારી છે કે કેમ, પચાવી શકાશે કે નહિ, તેની તેઓ દરકાર રાખતાં નથી. હોજરી ખાધેલું પચાવી ન શકે તો આમ થાય ને તે તાવ લાવી પરસેવા મારફત કે ગુમડા મારફત શરીરની બહાર નીકળે.

આપણે ખોરાક ખાઈએ છીએ તેનાં બે કારણ છે; જેટલી ગરમી શરીરને કામકાજ કરવા જરૂરની છે તેટલી ગરમી ઉત્પન્ન કરવી, અને શરીરમાં થતો ઘસારો પૂરવો.

આ ઉપરથી સમજાશે કે આપણા શરીરને ખોરાકની જરૂર છે, પણ તે આપણી શકિત પ્રમાણે ખાવો. ઘઉં, દાળ, કે કઠોળ કરતાં ચોખા પચવામાં હલકા છે. ખીચડી એ સાદું ને હલકું ભોજન છે. છાસ ને લીંબુનો ઉપયોગ કરવાથી પાચનશક્તિને લાભ થાય છે.

પાચનશક્તિ વધારવા માટે આપણે પૂરતો પરિશ્રમ કરવો જોઈએ. શેઠીઆઓને અનેક જાતનો વૈભવ છે,

પણ તેઓ શરીરને કસરત આપતા નથી, તેથી તેમને ખાધું પચતું નથી. અમીરને પકવાન્ન સ્વાદિષ્ઠ લાગે છે તેના કરતાં ગરીબને સૂકો રોટલો વધારે મીઠો લાગે છે ને તેમાં તેને લહેજત પડે છે; કારણ કે તે ઉદ્યમ કરે છે. જેઓ કસરત કરતા નથી તેમને ખાધું પચતું નથી. કોઈ દહાડો તેમનું માથું દૂખે છે; કોઈ દહાડો ચક્કર આવે છે; કોઈ દહાડો પેટમાં દૂખે છે; તેમને નિદ્રા બરાબર આવતી નથી ને જિંદગી મીઠી લાગતી નથી.

---

## પાઠ ૪૬મો

### કાચબો

તમારામાંનાં કેટલાંક બાળકે કાચબો તો જોયો હશે. કેટલાક કાચબા જમીન પર માલમ પડે છે; પણ ઘણાખરા પાણીમાં રહે છે.

એનું શરીર જોઈ તમને નવાઈ લાગ્યા વિના રહેશે નહિ. એના પગ ટૂંકા ને નબળા હોય છે. એનું માથું નાનું ને તરેહવાર આકારનું હોય છે. એ બીએ છે ત્યારે તે માથું આપણી નજર પડે નહિ એવી રીતે પોતાના શરીરમાં સંકાચી લે છે.

એના શરીરનું ઢાંકણ ઘણું કઠણ ને જોવા લાયક છે. તેનો ઉપલો ભાગ પાંસળાનો ને નીચલો છાતીના હાડકાનો બનેલો છે.

કાચબાને દાંત હોતા નથી, પણ તેનાં જડબાં ઘણાં જબરાં હોય છે ને મોંના છેડા શીંગડાં જેવા અણીદાર હોય છે. આપણી આંગળી તેના મોંમાં જાય તો એકજ વાર કરડીને તેના કડાક દઈ ને તે બે કકડા કરી નાખે છે.



એને પગે તીણા નખ હોય છે, તેથી એ જમીન ખોદી શકે છે. એ પેટ ઘસડીને ચાલે છે. એની ચાલ ધીમી પણ એકસરખી હોય છે.

મથુરામાં જમના નદીમાં ઘણા કાચબા જોવામાં આવે છે. સાંજે પૂજારી જમના નદીની આરતિ ઉતારે છે ત્યારે બધા કાચબા કિનારે આવે છે. એ દેખાવ જોવા જેવો થાય છે.

કાચબો ચાલવામાં ધીમો ને સસલું ઉતાવળું હોય છે. એક વાર્તામાં વર્ણવ્યું છે કે એક વેળા સસલું ને કાચબો, બેની વચ્ચે ચાલવાની શરત થઈ. સસલાને પોતાની ઉતાવળી ચાલનું અભિમાન હતું. બંનેએ દોડવા માંડયું ને થોડી વારમાં તો સસલું ખૂબ આગળ ગયું. તેણે પાછા ફરીને જોયું તો કાચબો તો બહુજ પાછળ પડી ગયો હતો. આથી સસલું અર્ધે રસ્તે સૂતું ને નિરાંતે ઊંઘી ગયું. કાચબાએ ધીમી પણ એકસરખી રીતે ચાલ્યાજ કર્યું. સસલું કયાંસુધી પહોંચ્યું છે તે તરફ તેણે નજર પણ કરી નહિ. થોડી વાર રહીને સસલું જાગ્યું ત્યારે તેને માલમ પડયું કે કાચબો તો પહોંચવાની જગાએ ક્યારનોએ પહોંચી ગયો છે. 'ઉતાવળા સો બહાવરા ને ધીરા સો ગંભીર.'

બાળકો ! તમે તમારા કામમાં ઉતાવળા ન થશો, ધીરા ને શાંત થજો, ને એકસરખી રીતે કામ કર્યા કરજો.

---

# પાઠ ૪૭મો

## કાગળ

'પત્ર લખ્યો', 'પત્ર આવ્યો', એવું આપણે ઘણી વાર બોલીએ છીએ. 'પત્ર' શબ્દનો અર્થ ઝાડનું પાંદડું થાય છે. પણ એ શબ્દને આપણે કાગળ અથવા ચિઠ્ઠીના અર્થમાં વાપરીએ છીએ. તેનું કારણ એ છે કે જ્યારે કાગળ નહોતા ત્યારે લોક તાડપત્ર કે ભોજ-પત્ર પર લખતા હતા.

કાગળ આપણે માત્ર લખવાનાજ કામમાં વાપરતા નથી. કાગળનાં પૂંઠાં બનાવાય છે; અને શીશી, બંગડી, ટોપી, કે બીજી અનેક ચીજો મૂકવાનાં ખોખાં બનાવાય છે. તે ઉપરાંત, ચોપડીઓ અને વર્તમાનપત્રો છાપવાના કામમાં પણ તે વપરાય છે. આમ, કાગળ આ અને બીજા ઘણા ઉપયોગમાં લેવાય છે. દાખલા તરીકે, ખૂબ ઝીણા કાગળો પારદર્શક હોય છે. તેવા કાગળો શોભિતાં ચિત્રોને ઢાંકવાના કામમાં લેવાય છે. ચિત્રોનું તેવી રીતે ધૂળ ને ડાઘથી રક્ષણ કરી શકાય છે. વળી તમે જોયું હશે કે ઝીણા કાગળોને મિઠાઈ ઢાંકવાના ખપમાં લેવાય છે. તેથી મિઠાઈ પર માખ બેસતી અટકે છે ને તે ચોક્ખી રહે છે.

હાલના સુધરેલા સમાજોમાં વર્તમાનપત્રો બહુ

અગત્યની સેવા બજાવે છે. કાગળ એ હાલના વખતમાં ઘણીજ ઉપયોગી વસ્તુ છે.

કાગળની બનાવટ માટે રેષાવાળા પદાર્થોનો ઉપયોગ કરવામાં આવે છે. શણ ને ચીથરાં ઉપરાંત, સુમારે ચારસેં જાતનાં લાકડાં ને ઘાસનો હાલ ઉપયોગ કરવામાં આવે છે. કાગળ કેવી રીતે બનાવાય છે, તેનો આપણે સહેજ ખ્યાલ કરીએ.

પ્રથમ ચીથરાં કે શણના ટૂકડે ટૂકડા કરવામાં આવે છે. તે કચુંબરને પાણીમાં પલાળવામાં આવે છે. પછી તેને કહોવડાવવામાં આવે છે. પછી જે માવો થાય છે તેને ખૂબ ખાંડીને એક રસ કરવામાં આવે છે. તે મેલો હોય છે. તેનો મેલ દૂર કરવા માટે તેને વહેતા પાણીથી ધોવામાં આવે છે. પછી તેના પિંડા કરવામાં આવે છે. આવા સૂકા પિંડાને કાગળ બનાવવાની અગાઉ ફરી પાણીમાં પલાળવામાં આવે છે. જ્યારે તેનો છાસ જેવો પ્રવાહી પદાર્થ બને છે ત્યારે તેને એક ઝીણા સળીઆવાળા ચોકઠામાં પાથરવામાં આવે છે. તેમાંથી પાણી નીતરી જાય એટલે ત્યાં કાગળ ઝામી જાય છે. પછી તેના પર ચળકાટ ને સફાઈ આણવામાં આવે છે.

હાલ, ઘણે મોટે ભાગે કાગળ સંચાથી બનાવાય છે. હિંદુસ્તાનમાં કાગળ માટે ઘણે મોટે ભાગે પરદેશ પર આધાર રાખવો પડે છે.

આપણા દેશમાં બંગાળામાં ત્રણ કારખાનાં છે ને પુના ને લખનૌમાં એકેક છે, ત્યાં ઘાસમાંથી માવો કાઢી કાગળ બનાવે છે. લાકડામાંથી તૈયાર કરેલો માવો પરદેશથી આપણે ત્યાં આવે છે, તે પણ કાગળ બનાવવામાં વપરાય છે.

---

## પાઠ ૪૮મો

### ઝાડનાં પાંદડાં



શિક્ષક—તમે ઝાડ વિષે કેટલુંક શીખી ગયા છો. થડ અને ડાળી એ બેનો ભેદ કહો. છગન, તું બોલ.

છગન—સાહેબ, ડાળી પણ થડજ છે. એ પાતળું થડ છે.

શિક્ષક—બરાબર. જુઓ, ડાળીમાંથી પાંદડાં કેવી રીતે ફૂટયાં છે. થડના ગાંઠવાળા ભાગમાંથી અંકુર કે ફણગો ફૂટે છે ને અંકુર વિકાસ પામી તેમાંથી

પાંદડાં નીકળે છે. આ પાંદડાં બરાબર તપાસો. બોલો, એમાં શું દેખાય છે !

છોકરાં—સાહેબ, એમાં નસો જેવું દેખાય છે.

શિક્ષક—ખરી વાત. વચમાં મુખ્ય નસ છે અને તેમાંથી ચારે તરફ નસો ફેલાએલી છે. એ નસો છત્તરની સળીઓ જેવી દેખાય છે. એ નસોમાં છિદ્ર છે, તે એટલાં ઝીણાં છે કે નરી આંખે આપણે તે જોઈ શકતા નથી. સૂર્યના તડકામાં એ છિદ્ર ઊઘડે છે. એ છિદ્ર સિવાય પાંદડાંના બીજા ભાગમાંથી પાણી પેસી શકતું નથી.

એ છિદ્રદ્વારા હવામાંનો 'કાર્બન' નામનો ભાગ ઝાડમાં જાય છે અને તે પાણી સાથે મળીને ઝાડનો પોષક ખોરાક થાય છે.

આ પ્રમાણે પાંદડાં એ ઝાડનાં મુખ ને પેટ જેવાં છે. ઝાડના જીવનને માટે પાંદડાં બહુ જરૂરનાં છે. એના પર કચરાનાં પડ બંધાય કે એ ઊગે તેવાં એને તોડી નાખીએ તો છોડ ચિમળાઈને મરી જાય. જમીનમાંથી જે ખોરાક ને પાણી ઝાડને મળે છે તેના કરતાં હવામાંથી જે ખોરાક ને પાણી ઝાડને મળે છે તે વધારે પોષક છે. તડકાની પણ તેટલીજ જરૂર છે. નહિકર છિદ્ર ઊઘડે નહિ. આ ચાર પાંદડાં તપાસો. કયાં બેનો આકાર સરખો છે ?

મગન—સાહેબ, ચારે પાંદડાંનો આકાર જુદો છે; કોઈ પણ બે પાંદડાંનો આકાર સરખો નથી.

શિક્ષક—ખરૂં કહ્યું. બધાં ઝાડનાં પાંદડાં જુદા જુદા આકારનાં હોય છે. એક ઝાડનાં પણ બધાં પાંદડાં સરખાં નથી; તોપણ તે ઘણાં મળતાં છે. પાંદડાં પરથી આપણે ઝાડ ઓળખી શકીએ છીએ. સાધારણ રીતે ઝાડનાં પાંદડાં પહોળાં કરતાં લાંબાં વધારે હોય છે અને સાંકડાં થઈ બંને છેડે અણીઆળાં થાય છે. કેટલાંકનાં પાંદડાં ઘણાંજ લાંબાં હોય છે. તમે કોઈએ લાંબાં પાંદડાં જોયાં છે?

છોકરાં—હા, જી. કેળનાં પાંદડાં લાંબાં હોય છે.

શિક્ષક—ખરૂં. તાડનું ઝાડ તો તમે જોયું હશે. એ ઘણું ઊંચું થાય છે. બહુ ઊંચા માણસને આપણે 'તાડ જેવો ઊંચો' કહીએ છીએ. એ તાડનાં પાંદડાં પણ લાંબાં થાય છે.

---

## પાઠ ૪૯મો

### શ્રીકૃષ્ણનું મોટપણ, ભાગ ૧લો

કંસને માર્યા પછી શ્રીકૃષ્ણ પોતાના પિતા વસુદેવને ત્યાં મથુરામાં રહ્યા. વસુદેવે કૃષ્ણને ને બળદેવને જનોઈ દીધું અને બંને ભાઈને સાંદીપનિ ઋષિને ત્યાં ભણવા

મોકલ્યા. ત્યાં સુદામા તેમના ગોઠીઆ હતા. મોટપણે જ્યારે સુદામાને પેટ ભરવાના સાંસા પડવા માંડ્યા ત્યારે તેઓ પત્નીના દબાણથી બાળસ્નેહી શ્રીકૃષ્ણને કેવી રીતે મળવા ગયા અને શ્રીકૃષ્ણે તેમની ગરીબાઈ કેવી રીતે ટાળી તે તમે પહેલા પુસ્તકમાં 'સુદામાના પાઠ'માં શીખી ગયા છો.

કંસના મરણથી ખિજવાઈ તેનો સસરો જરાસંઘ કૃષ્ણની સાથે લડવા મથુરા આવ્યો. કૃષ્ણે તેને હરાવી પાછો કાઢ્યો ત્યારે તે કાળયવન નામના રાક્ષસની મદદ લઈ ફરી લડવાની તૈયારી કરવા લાગ્યો. કૃષ્ણે ધાર્યું કે લડાઈમાં ઘણાં માણસનો નાશ થશે, તેથી તેમણે સમુદ્રમાં બેટમાં દ્વારિકા વસાવી અને ત્યાં જઈને રહ્યા. કાળયવન કૃષ્ણની પાછળ પડ્યો, એટલે કૃષ્ણ એક ગુફામાં ભરાયા. મુચુકુંદ નામે રાજા દેવોને મદદ કરી, એ ગુફામાં નિરાંતે ઊંઘતો હતો. દેવોએ કહ્યું હતું કે એને નિદ્રામાંથી જે જગાડશે તે બળીને ખાખ થશે. કાળયવન કૃષ્ણની પાછળ એ ગુફામાં ગયો એટલે મુચુકુંદની ઊંઘમાં ભંગાણ થયું. તેની આંખની ઝાળથી કાળયવન બળી મુઓ.

વિદર્ભ દેશના રાજાને રુક્મિણી નામની કુંવરી હતી. તેના પિતાનો અને ભાઈનો વિચાર તેને શિશુપાળ સાથે પરણાવવાનો હતો. પણ રુક્મિણીનું મન શ્રીકૃષ્ણમાં

લાગ્યું હતું. તેણે શ્રીકૃષ્ણને પત્ર લખી ગોર સાથે તે મોકલ્યો. આ પરથી શ્રીકૃષ્ણે તેનું હરણ કર્યું અને તેની સાથે દ્વારિકા આવી વિધિ પ્રમાણે લગ્ન કર્યાં.



સત્રાજિત્ નામના યાદવની પાસે એક કીમતી મણિ હતો. એ મણિ શ્રીકૃષ્ણે ચોર્યો એવું એમના પર આળ આવ્યું, તેથી તે શોધવા તેઓ નીકળ્યા. તેમણે જાંબુવાનની પાસે એ મણિ જોયો અને તેની પાસેથી મેળવી તે સત્રાજિતને આપ્યો. જાંબુવાને પોતાની પુત્રી જાંબુવતીને શ્રીકૃષ્ણ જોડે પરણાવી. સત્રાજિતે પણ પોતાની સત્યભામાનાં લગ્ન શ્રીકૃષ્ણ જોડે કર્યાં.

એક દિવસ શ્રીકૃષ્ણે આપેલું પારિજાતકનું ફૂલ રુક્મિણી પાસે જોઈ સત્યભામા રિસાયાં. શ્રીકૃષ્ણે

ઇંદ્રના બાગમાંથી તેમને માટે પારિજાતકનું ઝાડ આણ્યું, તેમની વાડીમાં તે રોપ્યું, અને એ રીતે તેમને મનાવ્યાં. સત્યભામાનાં મહેણાં ને રૂસણું અને શ્રીકૃષ્ણનું તેમને મનાવવું, એ વિષે નીચેની કવિતા વાંચવાથી તમને ગમ્મત પડશે.

સત્યભામા—

“તમે અણુબોલ્યા જાઓ રાજ, કહાના કહેવું પડશે;
તમને રીસ ઘણેરી ચઢશે રાજ, કહાના કહેવું પડશે. ટેક.
મારીને તમે હાથે મારી, મામાનું મૂળ કાઢયું;
મામાનું ધન આવ્યું તેનું, દ્વારામતી વસાવ્યું રાજ; ક૦
મોટા મોટા સૌ મહાજોદ્ધા, રહ્યા જ તમથી હારી;
ઇંદ્રાદિક સરખા હાર્યા તો, નારી કોણ બિચારી રાજ; ક૦

કૃષ્ણ—

ઇંદ્રવૃક્ષ અહીંયાં લાવું, ત્યાંસુધી અન્નની બાધા;
ગોવિંદજીના સ્વામીએ ત્યાં સાચા સોગન ખાધા રે;
સમ ખાય સામળિયો.

સત્યભામા—

આવો મારાં મંદિરિયામાં, શું બેઠા છો છેલા;
બળી પેટની હું બોલી છું, થાઓ છો મનના મેલા;
સોહાગણ બોલ્યાં રે.
વહાલમાં વઢવાડ કશી નથિ, રસિયા રોષ ન ધરિયે;
મોહનજીના મુખડા ઉપર વીરા વારી મરિયે. સો૦

# પાઠ ૫૦મો

## શ્રી કૃષ્ણનું મોટપણ, ભાગ ૨જો

પાંડવોએ રાજસૂય યજ્ઞ કર્યો. યજ્ઞમાં દેશદેશના રાજાઓ ભેગા થયા. ધર્મરાજાએ પ્રથમ કૃષ્ણનું પૂજન કર્યું, તેથી શિશુપાળ રાજાને ઘણો ક્રોધ ચઢયો. તેણે કૃષ્ણને ઘણી ગાળો દીધી. કૃષ્ણ નવ્વાણુ ગાળો ખમી રહ્યા. જ્યારે તેણે સોમી ગાળ દીધી, ત્યારે કૃષ્ણે સુદર્શન ચક્ર વડે તેનું માથું કાપી નાખ્યું. કૃષ્ણ કેવા સહનશીલ હતા !

પાંડવો અને કૌરવો વચ્ચે મોટી લડાઈ થઈ ત્યારે દુર્યોધન અને અર્જુન બંને તેમની મદદ માગવા ગયા. તેમણે કહ્યું, હું કોઈ બાજુ તરફથી લડનાર નથી; મારી ફોજ લઈ જાઓ. દુર્યોધન ફોજ લઈ રાજી થયો. અર્જુને કહ્યું, તમે ભલે ન લડશો. ફક્ત મારી સાથે રહેજો. આથી કૃષ્ણ અર્જુનના સારથિ થયા.

રણમાં પાંડવ અને કૌરવનાં લશ્કરો સામસામાં ગોઠવાયાં, ત્યારે અર્જુન બંને તરફ પોતાનાં સગાં જોઈને ખેદ પામ્યો. તેણે હથિયાર મૂકી દીધાં અને શ્રીકૃષ્ણને કહ્યું કે મારે લડવું નથી. આ સમયે શ્રીકૃષ્ણ ભગવાને 'ગીતા' કહી અર્જુનને જ્ઞાન આપ્યું. એ 'ભગવદ્ગીતા' હિંદુઓનું ઉત્તમ ધર્મપુસ્તક છે.



"અર્જુન સુણો ગીતાસાર, પાંડવ માનજો નિર્ધાર—ટેક
સંસારસું સરસો રહે, ને મન મારી પાસ;
સંસારમાં લેપાય નહિ, તે જાણ મારો દાસ; અર્જુન૦"

મતલબ, કે હે અર્જુન! તારે તારી ફરજ તરીકે લડવાનું છે. તેનાં પરિણામ તરફ તારે જોવાનું નથી. એવું એવું ઘણું જ્ઞાન આપી શ્રીકૃષ્ણે અર્જુનના મનનું સમાધાન કર્યું. સંસારમાં મચ્યા પચ્યા ન રહેવું, અર્થાત્, પોતપોતાની ફરજ બજાવી, ફળ માટે અત્યંત આતુર ન રહેવું, ફળની ઇચ્છા વગર કામ કરવાં, એજ ભગવાન્‌ને મેળવવાનો ખરો માર્ગ છે. એમ

શ્રીકૃષ્ણે અર્જુનને સમજાવ્યું એટલે તે લડવાને તૈયાર થયો.

શ્રીકૃષ્ણની મદદથી પાંડવોએ કૌરવોને હરાવ્યા. યુધિષ્ઠિરને હસ્તિનાપુરની ગાદીએ બેસાડી શ્રીકૃષ્ણ દ્વારિકા ગયા.

એક સમે યાદવોને લઈ કૃષ્ણ પ્રભાસ પાટણની જાત્રાએ ગયા. અહિં યાદવો માંહોમાંહે લડી મુઆ. કૃષ્ણે જાણ્યું કે હવે પૃથ્વી પરનું મારૂં કામ પૂરૂં થયું છે. તે પીપળાના ઝાડને અઢીંગી બેઠા હતા, એવામાં એક કોળીએ તેમને હરણ જાણી બાણ માર્યું; તેથી તેમના પ્રાણ ગયા અને તેઓ વૈકુંઠ ગયા.

---

## પાઠ ૫૧મો

### श्री कृष्णनुं बाळपण

राग रामग्री

सांभळो ओधव पूरण पवित्रजी, पुत्र माहारानां परम
चरित्र जी;
ज्यारे हूतो ए अतिसे अल्हेतो जी, घेलां घेलां वायक
बहु मने केहेतो जी. १
माडी मारी वहु क्यां मुजने देखाडो जी, एहेवी वातो
केहेतो ए आडो जी;

वडना मांजार देखी आवतो दोटे जी, भय पामी
वळगतो कोटे जी. २

ढाळ

कोटे वळगतो कुंवर माहरो, छोडव्यो छूटे नहीं;
ते सुत माहारो क्यांहां गयो, ओ दैव हुं जाउं कहीं. १
स्फाटिक मणीना स्तंभमां, प्रतिबिंब पोतानूं निरखतो;
तेहेनी संगे रमवा माटे, हैयामां घणूं हरखतो. २
माखण आपे तेहने हठ करी, वळगी स्तंभ हेठूं पडे;
ओ मा ए खातो नथी कहीं, श्याम ते माटे रडे. ३
एक वार दधीनूं पात्र भाग्यूं, वांक ए एथी थयो;
ते माटे में बांध्यो अनुखळे, रांक थइ बेसी रह्यो. ४
ते सुख एनूं सांभरे, शोचमां मुज हैयूं बळे;
दयाना प्रभू प्राणवल्लभ, मळे तो बळतर टळे. ५

दयाराम

---

# પાઠ ૫૨મો

## વનરાજ

અગાઉ ચાવડા નામના રજપૂતો ગુજરાતમાં રાજ્ય કરતા હતા. ચાવડા વંશના પહેલા રાજાનું નામ જયશિખરી હતું. તેને ભુવડ નામના સોલંકી વંશના રાજા સાથે લડાઈ થઈ. લડાઇમાં જયશિખરીને લાગ્યું

કે જિતાશે નહિ. લડાઈને વખતે પોતાની રાણીને ગર્ભ હતો; તેથી જયશિખરીએ વિચાર્યું કે તેને જંગલમાં છૂપી જગામાં મોકલી દીધી હોય તો ઠીક. રાણીને પુત્ર થાય તો તે મોટો થઈ કોઈ દિવસ પણ મારૂં ગએલું રાજ્ય પાછું મેળવે. આમ વિચારી જયશિખરીએ રાણીને વનમાં મોકલી દીધી. પોતે બહાદુરીથી લડયો; પણ તે હાર્યો ને રાજ્ય ભુવડને હાથ ગયું.

રાણીને વનમાં કુંવર જન્મ્યો. રાજમહેલના સુખને બદલે તે ભીલોની વસ્તીવાળા વનવગડામાં ઊછર્યો. એક જૈન સાધુએ તેને ઝાડની ડાળીએ લટકાવેલા ખોયામાં જોયો. તેને ખબર પડી કે આ તો રાજા જયશિખરીનો કુંવર છે. તેથી તે કુંવરને ને રાણીને પોતાને ગામ લઈ ગયો ને કોઈ જાણે નહિ એમ બંનેને પોતાના અપાશરામાં રાખ્યાં. કુંવર વનમાં જન્મ્યો હતો, માટે સાધુએ તેનું નામ વનરાજ પાડયું. ધન્ય છે આ સાધુને કે તેણે રાજપુત્રને ને રાણીને રક્ષણ આપ્યું ! ગામના લોકો વનરાજને વનુભા કહેતા ને ઘણું ચહાતા.

વનરાજ મોટો થયો. ભીલોના છોકરાઓ જોડે એ રમતો. ધીમે ધીમે એ તીર તાકતાં, તરવાર ફેરવતાં, ને ઘોડે બેસતાં શીખ્યો.

પછી એ સોલંકી રાજાને પજવવા મંડયો. હિંમતથી એણે પોતાના બાપનું રાજ્ય પાછું લીધું.

હાલ જ્યાં પાટણ કસ્બો છે ત્યાં વનરાજે રાજધાની કીધી. અણહિલ નામના ભરવાડે અગાઉ એને જંગલમાં સંતાઈ રહેવાનાં ને દુશ્મનનાં થાણાના રસ્તા બતાવ્યા હતા. તે ઉપકારના બદલામાં એણે રાજધાનીનું નામ અણહિલવાડ પાડ્યું. શ્રીદેવી નામની એક નગરશેઠની છોકરીને એક વાર વનરાજે લુટારૂઓના હાથમાંથી છોડવી હતી, તેથી શ્રીદેવીએ એની સારી પરોણાગત કરી હતી. તે વખતે વનરાજે તેને કહ્યું હતું કે હું જ્યારે ગાદીએ બેસીશ ત્યારે તારે હાથે તિલક કરાવીશ. એ વચન મુજબ વનરાજે ગાદીએ બેસતી વખતે શ્રીદેવી પાસે તિલક કરાવ્યું. ધન્ય છે વનરાજ! કે તું ઊંચી પદવીએ ચઢતાં ઉપકારને ભૂલ્યો નહિ.

જે જૈન સાધુએ તેને આશરો આપ્યો હતો તે સાધુનો ઉપકાર પણ વનરાજે વાળ્યો. પોતાનાં માતા જે મૂર્તિની પૂજા કરતાં હતાં તે સાથે વનરાજ તે સાધુને, અણહિલપુર તેડી લાવ્યો. ત્યાં એક દેરાસર બંધાવ્યું ને તેમાં તેણે તે મૂર્તિ પધરાવી.

ચાંપા નામે એક ચંચળ વાણીઆએ વનરાજને અગાઉ સારી સલ્લાહ આપી હતી, તેને તેણે પ્રધાન બનાવ્યો.

કેટલાંક વર્ષ સુધી સારૂં રાજ્ય કરી વનરાજ ઘડપણમાં ગુજરી ગયો.

# પાઠ ૫૩મો

## પાણી

પ્રાણી અને વનસ્પતિની જિંદગીને પાણી ઘણું જરૂરનું છે. એ વિના બંને મરી જાય. પૃથ્વી પર ઠેકાણે ઠેકાણે વરસાદથી નદી, નાળાં, અને સરોવર ભરાય છે તેમજ પૃથ્વીના અંદરના ભાગમાં ઝરણો વહે છે અને કુવા ખોદીએ છીએ એટલે તે પાણી આપણને મળે છે. આ પ્રમાણે પૃથ્વીના ઘણા ભાગ પર પાણી મળી આવે છે, તોપણ કેટલેક ઠેકાણે પાણી બિલકુલ હોતું નથી. એવી જગાએ માણસ કે બીજાં પ્રાણીની વસ્તી હોતી નથી અને ઝાડ પણ ઊગતાં નથી. એવાં સ્થળ રણ કહેવાય છે.

પૃથ્વીના ગોળા પરનો નકશો તમે જોશો તો તમને માલમ પડશે કે પૃથ્વીનો લગભગ પોણો ભાગ પાણીથી ઢંકાએલો છે. મોટા મોટા સાગરો, દરિયા, નદી, અને સરોવરો ઠેકાણે ઠેકાણે આવેલાં છે.

પ્રાણી અને વનસ્પતિના શરીરમાં ઘણું પાણી રહેલું છે. આપણા વજનનો પોણો ભાગ પાણી છે. ગરમીથી કે થાકથી આપણને પરસેવો થાય છે ત્યારે ચામડીનાં છિદ્રની મારફતે પાણી શરીરમાંથી નીકળે છે.

છોડમાં પણ ઘણું પાણી હોય છે. કોબીજમાં લગભગ બધુંજ પાણી છે. બટાટા જેવા નક્કર શાકમાં પણ પોણે ભાગે પાણી છે.

હવામાં વરાળના રૂપમાં પાણી રહેલું છે; તેનાં વાદળાં બને છે. વરસાદ અને બરફના રૂપમાં તે પૃથ્વી પર પડે છે અને નદી, નાળાં, સરોવર, ને દરિયામાં વહે છે.

વરસાદનું પાણી ઘણે ભાગે ચોકખું હોય છે. ઘરમાં ટાંકાં બાંધી તેમાં એ પાણી લોકો ભરી રાખે છે ને પીવામાં લે છે. કેટલાક લોકો કુવાનાં ને કેટલાક, નદીનાં પાણી પીએ છે.

પીવાનું પાણી સ્વચ્છ રાખવું. ગાળ્યા વગર પાણી પીવું નહિ. સરોવરનાં પાણી કરતાં નદીનાં પાણી વધારે સ્વચ્છ હોય છે; કેમકે તે વહેતાં હોય છે.

અસ્વચ્છ પાણી પીવાથી અનેક જાતના રોગ થાય છે. તળાવ ને વાવનાં પાણી બાંધેલાં ને સ્થિર હોય છે, તેથી એ પાણી પીવું પડે તો ઊનું કરીને પીવું. ઊનું કર્યા વગર એવું પાણી પીવાથી તબીઅત બગડે છે. ઘણી વાર પગે વાળો નીકળે છે, તે ઘણું દુઃખ દે છે. શહેરમાં કોગળીઆ જેવો રોગ ફાટી નીકળ્યો હોય ત્યારે બરાબર ગાળ્યા વગર ને ઊનું કર્યા વગર પાણી પીવું નહિ.

# પાઠ ૫૪મો

## नागदमन



प्रभातीउं

जलकमल छांडी जाने बाळा, स्वामी अमारो जागशे;
जागशे तने मारशे, मने बालहत्या लागशे; जल० टेक
कहे रे बालक तुं मारग भूल्यो, के तारा वेरीए वळावियो;
निश्चय तारो काळज खूट्यो, अहिंयां ते शीद आवियो; जल०
नथी नागण हुं मारग भूल्यो, नथी मारा वेरीए वळावियो;
मथुरा नगरीमां जुगटुं रमतां, नागनुं शीष हुं हारियो; जल०
रंगे रूडो रूपे पूरो, दीसतो कोडीलो कोडामणो;
तारी माताए केटला जन्म्या, तेमां तुं अळखामणो; जल०

मारी माताए बहु जन्म्या, तेमां हुं नटवर नहानडो;
जगाड तारा नागने, मारुं नाम कृष्ण कहानडो; जल०

लाख सवानो मारो हार आपुं, आपुं तुजने दोरियो;
एटलुं तारा नागथी छानुं, आपुं तुजने चोरियो; जल०

शुं करुं नागण हार तारो, शुं करुं तारो दोरियो;
शाने काजे नागण तारे, करवी घरमां चोरियो; जल०

चरण चांपी मूछ मरडी, नागणे नाग जगावियो;
उठोने बलवंत कोइ, बारण बाळक आवियो; जल०

बेउ बळिया बाथ वळागिया, कृष्णे कालिनाग नाथियो;
सहस्र फेणा फुंफवे जेम, गगन गाजे हाथियो; जल०

नागण सउ विलाप करे जे नागने बहु दुःख आपशे;
मथुरा नगरीमां लेई जशे, पछी नागनुं शीप कापशे; जल०

बेउ कर जोडीने वीनवे, स्वामि मूको अमारा कंथने;
अमे अपराधी कांइ न समज्यां न ओळख्या भगवंतने; जल०

थाळ भरी नागणी सर्वे, मोतिये श्रीकृष्णने वधावियो;
नरसैंयाना नाथ पासेथी, नागणे नाग छोडावियो; जल०

नरसिंह महेता

## પાઠ ૫૫મો

### ઘડીઆળ, ભાગ ૧લો



શિક્ષક—મારાં વહાલાં બાળકો! જુઓ, હું તમને ઘડીઆળ જોતાં શિખવું છું. જુઓ, હું એનું બારણું ઉઘાડું છું. આ અંદર હાલે છે તે લોલક કહેવાય છે. મગન, બોલ, તું કંઈ અવાજ સાંભળે છે?

મગન—હા, જી. ઘડીઆળમાં કટકટ થાય છે.

શિક્ષક—જુઓ, આ ધોળા ગોળ ભાગને ચંદો કહે છે. એના પર આંકડા માંડેલા છે ને બે કાંટા છે. બને સરખા છે!

છોકરાં—સાહેબ, એક કાંટો નાનો છે; બીજો મોટો છે.

શિક્ષક—ઠીક. નાનો કાંટો કલાકનો છે; મોટો કાંટો મિનિટનો છે. જુઓ, હું કલાક વગાડું છું ત્યારે મિનિટકાંટો આ (XII) આંક પર આવે છે. એ બારનો આંક છે. એ ત્રણ આંકડાનો બનેલો છે: X, I, I. ઊભી લીટીવાળો આંક એકનો છે ને આ (X) દસનો છે. દસના આંકની પછી બે એકના આંક છે; એટલે આ (XII) આંક બારનો થયો. બોલો, ત્યારે આ આંક (XI) કેટલાનો છે?

છોકરાં—સાહેબ, અગીઆરનો.

શિક્ષક—ખરું. હવે જુઓ. આમાં (IX) દસના આંકની પહેલાં એકનો આંકડો છે, એટલે દસથી એક ઓછો એમ સમજવું. ત્યારે, બોલો, (IX) આ આંક કેટલાનો થયો?

છોકરાં—ગુરુજી, નવનો.

શિક્ષક—બરાબર. હવે તમારે એકજ નવો આંક શીખવાનો છે. આ આંક (V) પાંચનો છે, ત્યારે આ (IV) આંક કેટલાનો!

છોકરાં—સાહેબ, ચારનો.

શિક્ષક—બરાબર. બોલો, આ (VI) આંક કેટલાનો થયો ?

છોકરાં—મહેતાજી સાહેબ, છનો.

શિક્ષક—ત્યારે હવે, આ આંકો (VII ને VIII) પણ તમે ઓળખશો. બોલો, એ શેના આંક છે?

છોકરાં—સાહેબ, સાતના ને આઠના.

શિક્ષક—ખરૂં. હવે તમને ચંદા પરના બધા આંકો તો ઓળખતાં આવડયા. જુઓ, હું છ વગાડું છું. મિનિટકાંટો ક્યાં છે ને કલાકકાંટો ક્યાં છે?

છોકરાં—ગુરુજી, મિનિટકાંટો બાર પર ને કલાકકાંટો છ પર છે.

શિક્ષક—ઠીક. જુઓ, હવે સાત વગાડું છું. બંને કાંટા ક્યાં છે ?

છોકરાં—સાહેબ, મિનિટકાંટો પાછો બાર પર છે ને કલાકકાંટો સાત પર છે.

શિક્ષક—છગન, તું કહે, છ પછી સાત વગાડયા ત્યારે મિનિટકાંટો કેટલું ફર્યો ને કલાકકાંટો કેટલું ફર્યો?

છગન—મિનિટકાંટો બાર પરથી પાછો બાર પર આવ્યો, એટલે બાર ઘર ફર્યો. કલાકકાંટો છ પરથી સાત પર આવ્યો, એટલે એક ઘર ફર્યો.

શિક્ષક—બરાબર. બેમાં કયો કાંટો ઉતાવળો છે ને ને કેટલો ? કરીમ, તું કહે.

કરીમ—સાહેબ, મિનિટકાંટો કલાકકાંટા કરતાં બાર ગણો ઉતાવળો ચાલે છે.

શિક્ષક—ખરૂં. હવે બાકીનું કાલે શિખવીશ.

---

## પાઠ ૫૬મો

### ઘડીઆળ, ભાગ ૨જો

શિક્ષક—તમે ઘડીઆળ વિષે થોડુંક કાલે શીખી ગયા. કલાક વાગે છે ત્યારે મિનિટકાંટો કયા આંક પર આવે છે?

છોકરાં—ગુરુજી, બારના આંક પર.

શિક્ષક—બરાબર. જુઓ, આ ચંદા પર બાર આંક છે. એમાંના ગમે તે બે આંકની વચ્ચે તમે કાપા દેખો છો ? કેટલા છે ?

છોકરાં—સાહેબ, પાંચ પાંચ કાપા છે.

શિક્ષક—જુઓ. આપણે બારના આંકથી નીકળીએ. એ આંક ને એકના આંકની વચ્ચે ચાર ઝીણા કાપા છે ને એકના આંકની ઉપર તેનાથી જાડો કાપો છે. એમ પાંચ કાપા થયા. આખા ચંદા પર એવા ઝીણા ને આંકની ઉપરના સહેજ

જોડા કાપા મળીને કેટલા કાપા છે? રૂસ્તમજી, તું કહે.

રૂસ્તમજી—સાહેબ, સાઠ કાપા થયા.

શિક્ષક—ખરૂં. એક કલાકની કેટલી મિનિટ થાય છે? છગન, તું કહે.

છગન—સાહેબ, સાઠ.

શિક્ષક—ત્યારે, એ સાઠ કાપા સાઠ મિનિટના થયા. બોલો, કલાક વાગે છે ત્યારે કલાકકાંટો ક્યાં હોય છે ને મિનિટકાંટો ક્યાં હોય છે? મગન, તું કહે, જોઈએ.

મગન—ગુરુજી, મિનિટકાંટો તો બાર પરજ હોય છે.

શિક્ષક—પણ કલાકકાંટો ક્યાં હોય છે? જો હું છ વગાડું છું ને પછી સાત વગાડું છું. જોઈને જવાબ દે.

મગન—ગુરુજી, છ વાગે છે ત્યારે કલાકકાંટો છ પર હોય છે ને સાત વાગે છે ત્યારે સાત પર.

શિક્ષક—બરાબર. જેટલા કલાક વાગે છે તેટલામા આંક પર કલાકકાંટો હોય છે. જુઓ. તમે સાત વાગતા હમણાજ સાંભળ્યા. હવે હું મિનિટકાંટો I પર મૂકું છું. XII ને I ની વચ્ચે પાંચ કાપા છે, તે તો તમે જાણો છો. ત્યારે હવે, સાત વાગ્યા પછી કેટલી મિનિટ થઈ કહેવાય?

છોકરાં—સાહેબ, પાંચ મિનિટ.

શિક્ષક—બરાબર. જુઓ, કલાકકાંટો તો VIIથી સહેજજ ખસ્યો છે. એમ કેમ? રૂસ્તમજી, તું કહે.

રૂસ્તમજી—સાહેબ, એ તો ધીમો ચાલે છે. મિનિટ-કાંટો બાર ઘર ચાલે છે ત્યારે એ તો એકજ ઘર ચાલે છે.

શિક્ષક—ઠીક. જુઓ, હવે હું મિનિટકાંટાને IIIના આંક પર મૂકું છું. બોલો, હવે કેટલા વાગ્યા કહેવાય?

છોકરાં—ગુરુજી, સાતની ઉપર પંદર મિનિટ થઈ.

શિક્ષક—બરાબર, પંદર મિનિટ એટલે પા કલાક; એટલે સવા સાત વાગ્યા કહેવાય. જુઓ, હવે હું IVના આંક પર મિનિટકાંટો ખસેડું છું. આમ હોય તો કેટલા વાગ્યા કહેવાય? કરીમ, તું કહે.

કરીમ—સાહેબ, સાત ને વીસ મિનિટ થઈ.

શિક્ષક—ઠીક. બીજી રીતે બોલીએ તો સવા સાત ને પાંચ કહેવાય કે સાડા સાતમાં દસ કમ કહેવાય. હવે તમને ઘડીઆળ જોતાં આવડી.

---

# પાઠ ૫૭મો

## ખેડા જિલ્લોઃ મુખ્ય સ્થળો, ભાગ ૧લો

ખેડા જિલ્લામાં મુખ્ય નગર નડીઆદ છે, તોપણ જિલ્લાનું નામ ખેડા ગામ પરથી પડ્યું છે અને ખેડા એ કલેક્ટરનું સદર મથક છે. એ ગામ ઘણું જૂનું છે. એ વાત્રક ને શેઢીના સંગમ પર આવેલું છે ને ઊંચી જગા પર બાંધેલું છે. મહાભારતના સમયમાં એનું નામ ચક્રવતી નગરી હતું અને એનો રાજા મોરધ્વજ પાંડવો સાથે લડ્યો હતો. આનંદરાવ ગાયકવાડે જ્યારે એને અંગ્રેજોને સ્વાધીન કર્યું, ત્યારે એની હવા ઘણી સારી ગણાતી હતી. આથી અંગ્રેજ સરકારે એમાં લશ્કરની છાવણી કરી અને લશ્કર તથા અમલદારો માટે જાહેર મકાનો બાંધ્યાં. ગામમાં કોટ છે ને કોટની અંદર તેમજ બહાર વસ્તી છે.

કપડવંજ પણ જૂનું ગામ છે. ત્યાંનાં મકાન ૫૦૦-થી ૮૦૦ વર્ષ જૂનાં છે. તેમાં કાચ ને સાબુનાં કારખાનાં છે. વેપાર સારો ચાલે છે. ત્યાંના હોરાઓ ઘણા માતબર છે. તેમનાં મકાન ઘણાં રોનકદાર ને સ્વચ્છ છે. આશરે ૧૫ માઇલ દૂર નદીમાંથી હોરાઓ અકીક કાઢે છે.

ગામમાં એક કુંડ છે, તે સિદ્ધરાજ જયસિંહે બંધાવેલો કહેવાય છે. સિદ્ધરાજનો ભીમ નામનો રજપૂત ભાટ ઘણા રોગથી પીડાતો હતો. તે વાત્રક નદીમાં નહાવા કપડવંજ ગયો. નદીની પાસે ચાલતાં તેનો પગ એક કુંડમાં પડ્યો. પાણી ઘણું ઊંડું હતું, પણ તે જોર કરી તેમાંથી બહાર નીકળ્યો. તે બહાર નીકળ્યો કે તરતજ તેને પોતાના બધા રોગ મટી ગએલા લાગ્યા. તેને શરીરમાં નવું જોમ આવેલું માલમ પડ્યું. આ વાત તેણે રાજાને કહી. રાજાએ આ અદ્ભુત કુંડ શોધી કાઢવા માણસો મોકલ્યાં. પરંતુ તેમને તેનો પત્તો લાગ્યો નહિ. છેવટે, સોમેશ્વર નામના એક નાગર બ્રાહ્મણે તેમને એ કુંડ બતાવ્યો. રાજાએ તેને ફરતાં પગથીઆં બંધાવ્યાં ને ત્યાં વિષ્ણુનું મંદિર બંધાવ્યું.

મહેમદાવાદ ગામ ગુજરાતના બાદશાહ મહમૂદ બેગડાએ સ્થાપ્યું હતું. ત્યાંથી દોઢેક માઇલને છેટે બે કબરો જોવા લાયક છે. ખેડે જતાં રસ્તામાં ભમરીઓ કુવો આવે છે. એ કુવો મહમૂદ બેગડાએ બાંધ્યો હતો. એ ઘણો વિશાળ છે. બાદશાહે ઉનાળામાં વિસામો લેવા સારૂ એ બાંધ્યો હતો. મથાળા ઉપર બે કમાન છે, તે હીંચકો ટંગાવવા સારૂ બાંધી હતી. કુવામાં ઊતરવા માટે વાંકાં પગથીઆંવાળી આર

સીડી છે ને નીચે ભાંયરામાં આઠ ઓરડા છે–ચાર મોટા ને ચાર નાના. હાલ તો ત્યાં ખંડેર છે.

જિલ્લાનું મોટામાં મોટું ગામ નડીઆદ છે. ત્યાં તળાવો છે, તે વરસાદમાં પાણીથી ભરાઈ જાય છે. એવું એક સુંદર તળાવ આગગાડીમાંથી જણાય છે. શહેરમાં સંતરામનું મંદિર તથા ડાહીલક્ષ્મીપુસ્તકાલય જોવા લાયક છે. નારણદેવનું મંદિર પ્રસિદ્ધ છે. શહેરના લોકો કેળવણીમાં આગળ પડતા ને સાહસિક છે. ગુજ-રાતને જે નરરત્નોએ શોભાવ્યું છે, તેમાંના કેટલાક એમાં થયા છે. ‘સરસ્વતીચંદ્ર’ના પ્રસિદ્ધ કર્તા સ્વર્ગ-સ્થ ગોવર્ધનરામ અહિંના વતની હતા. બીજા કેટલાક મોટા વિદ્વાનો પણ આ શહેરમાં થયા છે.

ખેડા જિલ્લો વસ્તીથી ભરચક છે. વસ્તીનો મોટો ભાગ પાટીદારો છે. મુખ્ય ધંધો ખેતી છે. તંબાકુ, અનાજ, ને કપાસનો પાક મુખ્ય છે. નર્મદા ને મહી નદીની વચ્ચેનો ભાગ ચરોતર કહેવાય છે. ચરોતરની જમીન ઘણી રસાળ છે.

ઉમરેઠ, મહુધા, બોરસદ, તથા આણંદ, એ મોટાં ગામો છે. ઉમરેઠમાં ખેડાવાળની વસ્તી વધારે છે. એ લોકો ઘણા બુદ્ધિશાળી ને ધીરધાર કરવામાં કુશળ છે.

---

# પાઠ ૫૮મો

## ખેડા જિલ્લો: મુખ્ય સ્થળો, ભાગ ૨જો

ખેડા જિલ્લામાં બે મોટાં યાત્રાનાં સ્થળ છે; ડાકોર ને વડતાલ.

ડાકોરમાં રણછોડરાયની મૂર્તિ છે. એને માટે દન્તકથા એવી છે કે એ મૂર્તિ દ્વારકામાંથી બોડાણા નામના એક ક્ષત્રિયે આણી છે. બોડાણા ને તેની સ્ત્રી ગંગાબાઈ રણછોડરાયના પરમ ભક્ત હતા. પોતાની એક હાથેલીમાં તુલસીનો છોડ વાવી બોડાણા વર્ષમાં બે વાર ડાકોરથી દ્વારકા શ્રીકૃષ્ણનાં દર્શન કરવા જતો. ગંગાબાઈ તેની સાથે જતી. તે વૃદ્ધ થયો એટલે ભગવાન્‌ને ચિન્તા થઈ કે હવે તેનાથી શી રીતે અવાશે?

"વાવી વાવી રે તુલસી હાથ, માંડી માંડી રે મજલ દિનરાત;
ધરે ધરે રે હરજીનું ધ્યાન, ભૂલ્યો ભૂલ્યો રે દેહનું ભાન. ૧
સેવા સેવા રે બોત્તેર વર્ષ કીધ, મા'વો મા'વો રે માની લીધ;
કરી કરી રે જુવાની કુરબાન, વૃદ્ધ વૃદ્ધ કરી શકયો નહિ ગાન. ૨
વા'લે વા'લે રે વિચાર્યું મન, ભક્તિ ભક્તિ રે નરનારી ધન્ય;
જેવા જેવા રે પ્રહ્લાદ વિદુર, તેવું તેવું રે બોડાણાનું નૂર." ૩

શ્રીકૃષ્ણે તેને સ્વપ્ન દીધું કે તું મારી મૂર્તિ અહિંથી તારે ઘેર ડાકોર લઈ જા. બોડાણો એક જૂની

વહેલ લઈ આવ્યો ને તેમાં મૂર્તિને મૂકીને તે ડાકોર લાવ્યો. ડાકોરની પાસે સીમળોજ ગામ આગળ ભગવાન્નાં પગલાં છે. અહિં એક લીમડાના ઝાડની ડાળી ભગવાને ઝાલી, તેથી તે ઝાડ મીઠું થઈ ગયું.

"ચાલે ચાલે રે વહેલ વાયુથી વિશેષ, આવ્યા આવ્યા રે બોડાણાને દેશ;
મીઠું મીઠું રે દાખ્યું લીમડીનું ડાળ, સાખી સાખી રે મૂકી ગોપાળ. ૧
પગલાં પગલાં રે પૂજાય લીંબ હેઠ, સંઘ સંઘ રે કરે સર્વ ભેટ;
ઊઠયાં ઊઠયાં રે ગંગાબાઈ નાર, નીરે નીરે રે વહાલો બળદને ચાર. ૨
રહ્યા રહ્યા રે ડાકોર રણછોડ, પૂર્યા પૂર્યા રે ગુજરાતના કોડ,
નમ્યાં નમ્યાં રે ગંગાબાઈ પાય, ગુરુપ્રતાપે નરભો ગાય." ૩

દ્વારકાના પૂજારીઓને આ વાતની ખબર થઈ, એટલે તેઓ તેની પાછળ દોડયા. ડાકોર આગળ તેમણે તેને પકડી પાડયો. બોડાણાએ મૂર્તિને ગોમતીમાં પધરાવી દીધી. મૂર્તિની તુલા કરી તેની બરાબર સોનું લઈ પાછા જવાનું પૂજારીઓને કહેવામાં આવ્યું, તે તેમણે કબૂલ કર્યું. ગંગાબાઈએ એક પલ્લામાં ભગવાનની મૂર્તિ મૂકી ને બીજામાં પોતાના નાકની વાળી ને તુલસીપત્ર મૂકયું તો મૂર્તિવાળું પલ્લું ઊંચું ગયું. આથી પૂજારીઓ નાઉમેદ થઈ પાછા ગયા.

ભગવાને તેમને ધીરજ આપી કે જે મૂર્તિ તમે ખોઈ છે તેજ દ્વારકામાં એક કુવામાં તમને જડશે.

નરભેરામ કવિએ બોડાણાને નરસિંહ મહેતા, પુંડરીક, ને બીજા ભકતોથી પણ મોટો ગણ્યો છે. એની મૂછને તેણે વખાણી તે પર પદ્ય રચ્યાં છે.

"માખણથી સુંવાળા રે, તે બોડાણા મેં ભાળ્યા;
માટે મૂછને વખાણી રે, સંદેહ સર્વે ટાળ્યા, ટેક ૧
ક્યાં કઠિનતા માખણકેરી, ક્યાં બોડાણાની નરમાશ,
માખણ બોડાણા વચ્ચે ફેર કહે તો, તે ક્યાં જમીન ક્યાં આકાશ;
શત્રુ મિત્ર સહુને રે પ્રીત કરી પાળ્યા. માખણ૦" ૨

ડાકોરનું મંદિર ઘણું ભવ્ય ને વિશાળ છે. તે એક લાખ રૂપીઆને ખરચે સતારાના વતની તાંબેકરે બાંધ્યું છે. ઘણા ભકતો દરેક પુનેમે ત્યાં દર્શન કરવા આવે છે. માણેકઠારી ને કાર્તિકી પુનેમે તેમજ રથયાત્રા ને જન્માષ્ટમીને દિવસે ત્યાં બહુ મોટી યાત્રા ભરાય છે.

બીજું યાત્રાનું સ્થાન વડતાલ છે. ત્યાં સ્વામિનારાયણનું મોટું મંદિર છે. ઇ. સ. ૧૭૮૦માં લખનૌના એક બ્રાહ્મણ સહજાનંદ સ્વામીએ આ પંથ સ્થાપ્યો. તેઓ વડતાલમાં વસ્યા અને તેમણે કૃષ્ણભક્તિનો ને નીતિથી જીવન ગાળવાનો ઉપદેશ કર્યો. આ પંથ ધીમે ધીમે ગુજરાત ને કાઠીઆવાડમાં પ્રસર્યો. ચૈત્રી ને કાર્ત્તિકી પુનેમે ત્યાં યાત્રા ભરાય છે.

# સમજુતી

**પાઠ ૧લો**—કાંતિમાન=ખુબસુરત. અદકો=અધિક; વધારે. અવશ્ય =જરૂર.

**પાઠ ૨જો**—ઉકાર='ઉ' એવું બોલવું તે. પ્રાચીન=જૂનું. વન્ય= વનનું. તીવ્ર=તીખું.

**પાઠ ૩જો**—નરેશ=રાજા. લોકહિત=લોકનું ભલું. પ્રવાસ=મુસાફરી.

**પાઠ ૪થો**—મહાન્=મોટું. અનેક=એકથી વધારે.

**પાઠ ૫મો**—તસતસતું=ફાટફાટ થતું હોય એવું; બધા અવયવ બરાબર ખીલેલા હોવાથી જોરથી ભરેલું. દીપે=શોભે. પૂર=પૂરાં. કરવે= કરવામાં. મદમાતો=અહંકારથી ભરેલો (મદ=અહંકાર). અનુભવવે=અનુભવ- વામાં; કરી જોવામાં. જોમ=જુસ્સો. વ્યાપી રહ્યો=ફેલાઈ રહ્યો. અસત્= ખરાબ; અનીતિથી ભરેલું કે ક્રૂર કામ. હણુવા=નાશ કરવા. ઝુઝે=તૂટી પડે. જોગ=તક. ક્રોડ વિધિનાં=કરોડ તરેહનાં. પ્રશંસા=વખાણ. વિજય= વિજયાશંકર કવિ કહે છે.

**પાઠ ૬ઠ્ઠો**—મસલત કરી=ભેગા થઈ વિચાર કરી. વિજયી=જીતતા. સંહરે=નાશ કરે.

**પાઠ ૭મો**—વહીપૂજન=વહીનું (હિસાબના ચોપડાનું) પૂજન. દાને- શ્વર=સખાવત કરવામાં શૂરો. યાચના=માગણી. વૈરાટ=બહુ મોટું; ભયંકર. મહાત કર્યો=હરાવ્યો. રાજ્યાભિષેક થયો=રાજ્યગાદીએ ચઢયા.

**પાઠ ૮મો**—આગ્રહ કર્યો=દબાણ કરીને કહ્યું. આગતાસ્વાગતા= આવકાર.

**પાઠ ૯મો**—નર=મરદ. માદા=સ્ત્રી. કામગરી=કામ કરનારી; મહેનતુ.

**પાઠ ૧૧મો**—ગજરાજ=હાથીઓનો રાજા; મોટો હાથી. મર્કટ= વાંદરો. પ્રહાર=માર. કાવ્ય°=કવિતાની કળા વિષે મૂર્ખના મોં આગળ વાત કરીએ તે બહેરાની આગળ શંખ વગાડવા જેવું છે. બહેરો જેમ તે સાંભળતો નથી, તેમ મૂર્ખ કવિતામાં સમજતો નથી. બધિર=બહેરૂં. કોકિલકાગ=કોયલ ને કાગડો. ઘણેરૂં=ઘણું. શ્રવણ=કાને. સ્વર=શબ્દ.

**પાઠ ૧૨મો**—અપરમા=સાવકી મા. કાયા છોડ=શરીરને તજી દે; મરી જા. વૈકુંઠરાય=વૈકુંઠનો રાજા; શ્રીકૃષ્ણ. વાંછો=ઇચ્છો. સવેરા=વહેલા. વછૂટી પડેલી=છૂટી પડેલી. મૃગલી=હરણી. અનંત=પુષ્કળ; અપાર. કરુણા =દયા. અનાથનો નાથ=જેનો બેલી નથી તેનો બેલી.

**પાઠ ૧૩મો**—વિકરાળ=બિહામણું. તપ સાધી=કાયાકષ્ટ કરી; શરીરનું દુઃખ ખમી. સુપના=સમણા. માયા=મમતા; સંસારમાં મચ્યા રહેવું તે. માયામાં=સંસારમાં. વાહીને=છેતરીને. અલોપ થયા=નજર બહાર ગયા; ચાલ્યા ગયા. અવિચળ=અમર; કદી ચળે–ફરે નહિ એવા.

**પાઠ ૧૪મો**—અન્ય=બીજું. જીવન=જિંદગી.

**પાઠ ૧૫મો**—પત્ની=બૈરી. ગર્વ=મારા જેવું કોઈ નથી એવો વિચાર; અભિમાન. ગર્વિષ્ઠ=અભિમાનનો ભરેલો. સ્નેહાળ=હેતાળ. પચરંગી =જુદા જુદા રંગવાળું. કદ્રૂપી=બેડોળ.

**પાઠ ૧૬મો**—કિષ્કિંધા=એક નગરીનું નામ છે. વિજય=ફત્તેહ. વિરાટનગરી=વિરાટ રાજાનું શહેર. સાધન=જેનાથી કામ કરીએ તે વસ્તુ. આસંત્રો=એક જાતનું ઝાડ. એનાં પાંદડાં પીવાની બીડી બનાવવામાં વપરાય છે. તિલગુળ=તલ ને ગોળ. અન્યોન્ય=એકબીજા તરફ. પરાક્રમ=શુરાતન; મોટાં, બળનાં કામ. આબાદ=પુષ્કળ. પરસ્પર=એકબીજાને.

**પાઠ ૧૭મો**—નેત્રવતી=સુનીતિ (પાઠ ૧૨મો જુઓ). તૃષા=તરસ. નીર=પાણી. ધરણી=જમીન. ચરણ=પગ. સંગ=સાથે. ગિરિ=મોટો પહાડ. પંથ=રસ્તો. સજ્જનડા=સારો માણસ. રતનડું=નાનું રત્ન. અંધા°=જેમ આંધળાને લાકડીનો ને ગરીબને ધનનો આધાર છે, તેમ મારે તારો છે.

**પાઠ ૧૮મો**—ભક્ષણ કરવાનો=ખાવાનો. ભેદવા=ફાડવા. કુલીન=મોટા કુળનું; ખાનદાન. વર્જતાં=છોડતાં. દુરાત્મા=પાપી મનવાળું. શૂર=શૂરો; બહાદુર. કાળ=જમરાજા. શબ=મુડદું.

**પાઠ ૧૯મો**—રક્ષક=રખેવાળ. સમોવડીઉં=સરખું. ભેદથી=પ્રપંચથી; છળકપટથી. જગે=જગત્‌માં. ભેદ=અંદર અંદર લડાવી મારવાની યુક્તિ. બીતિ=બીક.

**પાઠ ૨૦મો**—સંગમ=નદીઓ જે જગાએ મળે છે તે જગા. દંતકથા=લોકોમાં ચાલી આવેલી વાત. પૌત્ર=દીકરાનો દીકરો. અતિપવિત્ર-ઘણું પવિત્ર. ધામ=ઠેકાણું. દેવાલય=મંદિર. શિખર=અણીવાળું મથાળું. ઉદ્ધાર કર્યો=સુધાર્યો.

**પાઠ ૨૧મો**—સમુદ્ર=દરિયો. સ્થાપના=મંદિરમાં મૂર્તિ બેસાડવી તે. ક્ષયરોગ=ખઈ. જમીનદોસ્ત કર્યું=તદ્દન જમીનસરખું કર્યું; તેનો તદ્દન નાશ કર્યો.

**પાઠ ૨૨મો**—જળચર=પાણીમાં રહેનારૂં. ગતિમાં=હાલતું. સર્જ્યાં= પેદા કર્યાં. રોગ°=રોગ આપણો નાશ કરે. નીરોગી=રોગથી છૂટું; રોગ વગરનું. દૃઢ=મજબૂત.

**પાઠ ૨૩મો**—ઢેકો=ઊંચો ભાગ. પોષણ=ખોરાક, ટકાવ.

**પાઠ ૨૪મો**—મદ્રા=કલ્યાણ; બધી જાતનું સુખ. અશ્વ=ઘોડો. जगन=મોટો યાગ. साहे=પકડે; મેળવે. लाहे=મેળવે. विजोगियो=(વહાલાંથી) છૂટો. संयोगी=ભેગો. वामे=ઓછી થાય. साहं°=ઘરનો કારભાર સારો ચલાવે એટલો પૈસો મેળવે. टाळो करो=લાભ લો.

**પાઠ ૨૬મો**—લીલાંછમ=ખૂબ લીલાં. લાજ=શરમ. અવયવ=શરીરના ભાગ; ભાગ.

**પાઠ ૨૮મો**—પરોપકારી=પારકાનું ભલું કરનાર. દાતાર=આપનાર. ગેણી=સોનાનો સિક્કો. ધારી=રાખી. સતને=સારાને; સાચાને. ચહો=ચાહો; ઇચ્છો. પ્રભુ°=ઇશ્વરની મહેરબાનીનાં કિરણ તમારા પર પડશે ને તમને શોભાવશે. ઇશ્વર તમારા પર ખૂબ રાજી થશે. મોટપ=મોટાઈ.

**પાઠ ૩૦મો**—આ કવિતામાં કવિએ કવિતાને એક પીવાની ચીજ જેવી વર્ણવી છે. ज्ञानबळ=જ્ઞાનરૂપી બળ. छक=મદ; અભિમાન. सुधा°= અમૃતના રસ જેવી. शुद्ध=સારી, નીતિવાળી. आनंदामृत°=કવિતા સમજ-નારને કવિતામાં આનંદરૂપી અમૃત પીવાનું મળે છે. તે भोग्य° =તેને સારૂં ફળ આપે. भोग्य=ભોગવવા લાયક. કવિતા તેને ભોગવવા લાયક છે; કવિતામાંથી તેને સારો આનંદ મળે છે.

**પાઠ ૩૧મો**--ભવ્ય=મોટું ને શોભિતું. હઝ઼રત=નામદાર. રસૂલ =પેગંબર. ખૈરાત=સખાવત. બંદગી=પ્રાર્થના. શરીફ઼=પવિત્ર. ખલીફ઼ા=મુહંમદ પેગંબરના વંશના ને એમની સત્તા ચલાવનાર અધિકારી.

**પાઠ ૩૪મો**--બુદ્ધિશાળી=બુદ્ધિવાળો. નરરત્ન=ઉત્તમ પુરુષ. જેબ= શોભા. અશો=પવિત્ર. દાદાર=પર્વર્દગાર; પાળનાર. દોખમું=પારસી મુડદાંનો નિકાલ કરવાની જગા.

**પાઠ ૩૫મો**—માંસાહારી=માંસ ખાનાર.

**પાઠ ૩૮મો**--રૂહ=આત્મા. મેષરાપિ=રાશિ=તારાનું ઝુમખું. જુદાં જુદાં ઝુમખાંમાં થઈને સૂરજ બાર મહીના ફ઼રતો જણાય છે. એ ઝુમખાં રાશિ કહેવાય છે. મેષ રાશિ એ તારાનું ઝુમખું છે ને એનો આકાર મેષને (ઘેટાને) મળતો છે. આફ઼તાબી=સૂર્યની દેખીતી ગતિ પરથી નક્કી થએલું (આફ઼તાબ=સૂર્ય). જશન=મેળાવડો. ધાર્મિક=ધર્મસંબંધી.

**પાઠ ૩૬મો**--सहाय=મદદગાર. फोक=ફ઼ોગટ. परबळ=પારકાનું બળ. कोय=કોઈ. समान=સરખું. मेघ=વાદળું. तोय=પાણી. मोट=મોટી. तत्क्षण= તેજ વખત. दरिद्र=દરિદ્રતા; ગરીબાઈ. मुखपाठ=મોંએ કરવું. वकी=संभव.

**પાઠ ૩૯મો**—उमर°=ઉમરો ઓળંગવા જેટલું ચાલવું તે, ડુંગરો ઓળંગવા જેવું કઠણ થાય છે; ગામને પાદરે જવું તે પરદેશ જવા જેવું કઠણ ને ઊઠીને ઘરની ગોળીમાંથી પાણી લેવું તે જાણે ગંગા નદી જેટલું દૂર ગયા હોઈએ એવું થાય છે.

**પાઠ ૪૦મો**—વસંત ઋતુ=ચૈત્ર ને વૈશાખ બે મહીના.

**પાઠ ૪૧મો**—વેષધારી=ઢોંગી; ડોળઘાલુ. જગદીશ=જગત્‌નો ધણી; પરમેશ્વર. વૈકુંઠ=શ્રીકૃષ્ણનું ધામ; સ્વર્ગ.

**પાઠ ૪૨મો**—સ્વર્ગવાસ પામવું=મરણ પામવું. સામાન્ય°=ઘણા લોકો માને છે. સ્તુતિવાક્યો=વખાણનાં વચનો. પૂર્ણચંદ્ર =પુનેમ. પાક= પવિત્ર. ભવિષ્ય=હવે પછીના વખતમાં જે બનવાનું હોય તે. કિતાબ=પુસ્તક. ગુજારવું=કરવું. શબે કદ્ર=સત્તાની રાત. દિવ્ય=દેવતાઈ. તખતી=લેખ. ગેબી= આકાશમાં; ક્યાંથી આવે છે તે સમજાય નહિ એવું; ગુપ્ત; છાનું. ખુદાતાલા=મોટો પરમેશ્વર. શરીફ઼=પવિત્ર. પર્વર્દગાર=પાળનાર.

**પાઠ ૪૪મો**—વિરુદ્ધ=ઉલટો. રાજમહેલવાસી=રાજાના મહેલમાં રહેનારાં. અનુકૂળ પડે છે=માફક આવે છે.

**પાઠ ૪૫મો**—ભાગ્યશાલી=નસીબદાર. યંત્ર=સંચો. વિકારી=બગાડ કરે એવું; 'વિકાર'=બગાડ. આમ=ન પચેલો ખોરાક. પાચનશક્તિ=પચાવવાની શક્તિ. પરિશ્રમ=મહેનત.

**પાઠ ૪૭મો**—સેવા બજાવે છે=કામ કરે છે.

**પાઠ ૪૮મો**—ભેદ=તફાવત. વિકાસ પામી=ખીલી. નરી=ખુલ્લી; ચશ્માની મદદ વગરની. પોષક=પોષણ આપનાર; વધારનાર.

**પાઠ ૪૯મો**—ગોઠીઆ=સોબતી; મિત્ર. બાળસ્નેહી=બાળપણના મિત્ર. આળ=ખોટું તહોમત. રૂસણું=રિસાવવું તે. કહાના=કૃષ્ણ. માશીને=પૂતનાને. મામાનું=કંસનું. દ્વારામતી=દ્વારિકા. તમથી=તારાથી. ઈંદ્રવૃક્ષ=ઈંદ્રનું ઝાડ; પારિજાતક. ગોવિંદજી=શ્રીકૃષ્ણ. સામળિયો=શ્રીકૃષ્ણ (શ્યામ=કાળા હતા માટે). મંદિરિયું=મંદિર, નાનું મંદિર. છેલા=છબીલા. સોહાગણ=સુંદરી. બળી પેટની=પેટની બળેલી; મનમાં લાગ્યું તેથી. મનના મેલા=ચોખ્ખા મનના નહિ એવા. સરળ હૃદયના નહિ; કપટી. રસિયા=રસિક જન. વસ્તુની ખુબી સમજનાર. રોષ=રોસ, ગુસ્સો. મોહનજી=શ્રીકૃષ્ણ; મોહ પમાડનાર. મુખડું=સુંદર, નાજુક મુખ.

**પાઠ ૫૦મો**—રાજસૂય=એક જાતનો મોટો યજ્ઞ છે. મોટા રાજાઓ એ યજ્ઞ કરે છે ને ખંડીઆ રાજા એને માન આપવા તેમાં આવે છે. સુદર્શન=શ્રીકૃષ્ણના ચક્રનું-પૈંડા જેવા હથિયારનું નામ છે. સારથિ=રથ હાંકનાર. અગાઉ એ કામ ઘણું ઊંચું ગણાતું. ખેદ પામ્યો=સગાંને કેમ મરાય, એમ અર્જુનનું મન લડવામાંથી હઠી ગયું. નિર્ધાર=નક્કી. સંસારસું=સંસારમાં. સરસો=વળગેલો, આનંદ માનનાર. લેપાય નહિ=પૂરેપૂરો મચેલો થાય નહિ.

**પાઠ ૫૧મો**—**ઓધવ**=ઉદ્ધવ, શ્રીકૃષ્ણના કાકા. **અલ્હે તો**=નાદાનીનો **ભરેલો. માંજાર**=માંજર. **સ્ફાટિક**=એક જાતનો ઉત્તમ મણિ. **સ્તંભ=થાંભલો. પ્રતિબિંબ**=પડછાયો. **તેહને=થાંભલામાં** પડેલા પોતાના આકારને. **શ્યામ**= શ્રીકૃષ્ણ; કાળા સરખા રંગના હતા માટે તેઓ શ્યામ ને કૃષ્ણ કહેવાય છે.

दधी=દહિં. अनुखळे=ઉખળા સાથે. शोचमां=દિલગીરીમાં. दयाना=દયારામ કવિના. प्राणवल्लभ=પ્રાણ જેવા વહાલા. बळतर=સંસારનો સંતાપ.

**પાઠ પ૨મો**—અપાશરો=જૈન લોકોના ગોરજીઓને રહેવાનું ઠેકાણું. તિલક=ટીલું.

**પાઠ પ૩મો**—સરોવર=મોટું તળાવ.

**પાઠ પ૪મો**—नागदमन=આ કવિતામાં જમના નદીના કાલિનાગને શ્રીકૃષ્ણે વશ કર્યો તેનું વર્ણન નરસિંહ મહેતાએ કર્યું છે. दमन=વશ કરવું તે. जल°=નાગણ શ્રીકૃષ્ણને કહે છે કે તું જળમાંના કમળને છાંડીને–છોડીને ચાલ્યો જા. मथुरा°=જુગટું રમતાં નાગનું માથું હાર્યો છું, તે લેવા અહિં આવ્યો છું. नटवर=નાચનારામાં શ્રેષ્ઠ. नाथियो=નાક વીંધી તેમાં દોરી ઘાલી વશ કર્યો.

**પાઠ પ૭મો**—સ્વાધીન=તાબે. માતબર=પૈસાદર. રોનકદાર=ભભકાદાર. પીડાતો=દુઃખ પામતો. જોમ=જુસ્સો. પુસ્તકાલય=ઘણાં પુસ્તકો એકઠાં કર્યાં હોય એવું ઠેકાણું. સાહસિક=છાતી આધી મૂકી કામ કરનાર. નરરત્ન= ઉત્તમ નરો. ભરચક=ભરેલો. રસાળ=ફળદ્રુપ.

**પાઠ પ૮મો**—પરમ=મોટા. મજલ=મુસાફરી. કુરબાન–સફળ. નૂર=તેજ. વહેલ=ગાડું. સાખી°=સાક્ષી; નિશાની મૂકી. કોડ=હોંસ નરભો= નરભેરામ કવિ. પંથ=ધર્મની શાખા; ધર્મનો માર્ગ.